# પાગલ હરનાથ

અર્થાત્

# શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી

તૃતીય ખંડ

પ્રથમ વિભાગ

"ધી હરનાથ સોસાયટી"

(સ્થાપિત ૧૯૨૧)

<u>ઉપહાર–પત્ર</u>

આ

# યોગિ હરનાથ
## અર્થાત્
# શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી

નામક ગ્રન્થના

**તૃતીય ખંડનો પ્રથમ વિભાગ**

શ્રીમતી/શ્રીમાન્

...................................................................................ને

................................................................................તરફથી

પ્રીત્યુપહારરૂપે



આપવામાં આવ્યો છે.

તારીખ..............

ધી હરનાથ સોસાયટી ગ્રન્થમાલા—નં. ૯

# પાગલ હરનાથ

અર્થાત્

# શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી

(તૃતીય ખંડ-પ્રથમ વિભાગ)

અનુવાદક

જગમોહન કલ્યાણદાસ




ધી હરનાથ સોસાયટી
"કૃષ્ણ કુંજ," રીજ રોડ, મલબાર હીલ,
મુંબઈ

હે પ્રેમસ્વરૂપ યુગલપ્રભો !

—પ્રભુપ્રેમપ્રાપ્તિમાં—

—અદ્વિતીય સહાય આપનારા—

—આપનાજ પત્રોનો—

—આ તૃતીય સમૂહ—

—અંજલીરૂપે—



—આપને જ—

—અર્પીએ છીએ—

معشوق کبریا کے تعشق مین دل ہے جناب کا
اشعار سے ٹپکتا ہے جوبن شباب کا

انسان و جن و حور و ملک کی ہے کیا مجال
اوصاف لکھہ سکین جو ہر نا تہہ جناب کا

بندہ جگموہنداس کلیانداس

# નિવેદન

પ્રભુપ્રેમનું મૂર્તિમંત સ્વરૂપ એવા શ્રીઠાકુર શ્રીહરનાથજી મહારાજના અને એઓશ્રીથી અભિન્ન એવાં એમનાં ધર્મપત્ની અને દયા અને કરુણાની સાક્ષાત મૂર્તિ શ્રીકુસુમકુમારી દેવીના માત્ર કૃપા-આશીર્વાદથી જ, મુંબઈની ધી હરનાથ સોસાયટી, **"પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", નામક ગ્રન્થના તૃતીય ખંડનો પ્રથમ વિભાગ,** આજે પ્રકટ કરે છે.

શ્રીઠાકુર શ્રીહરનાથજી મહારાજની આ "અપૂર્વ પત્રાવલી" ના ગ્રન્થો મૂલ બંગાલી ભાષામાં ચાર ખંડોમાં છે. **આ ગ્રન્થોનું નામ "પાગલ હરનાથ અર્થાત શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", એવું રાખવામાં આવ્યું છે.** પરંતુ શ્રીઠાકુર શ્રીહરનાથજી મહારાજ વિશ્વમાં **"પાગલ હરનાથ"** એવા લાડકવાયા અને પ્રેમાળ નામે જ સુવિખ્યાત છે તેથી કરીને આ લાડકવાયું અને પ્રેમાળ **"પાગલ હરનાથ"** નામ એઓશ્રીની "અપૂર્વ પત્રાવલી" ના ગ્રન્થોને પણ આપવામાં આવ્યું છે અને આ **"પાગલ હરનાથ" નામથી** જ **આ ગ્રન્થો પણ જગત્ વિખ્યાત થયા છે.**

એ તો સર્વ કોઇને સ્પષ્ટ વિદ્યમાન છે કે વર્તમાન જગત્ નાના કલેશોથી પીડાય છે. આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એવા ત્રિવિધ તાપથી જાણે બળું બળું થઈ રહ્યું છે. પ્રકૃત દાવાનલ તે આ નહિ

તો બીજો કયો? આવા ત્રિવિધ તાપથી બળતા જગતમ શાન્તિની શિતળતા કયાંથી અને કેમ આવી શકે?

શ્રીઠાકુર શ્રીહરનાથજીએ ઉપરોક્ત ત્રિવિધ દોષોથી પૂર્ણ એવા કલિયુગના વર્તમાન સમયમાં આ "પત્રાવલી"ના "અપૂર્વ" પત્રો લખીને, કહો કે આ "અપૂર્વ" પત્રોની છલના કરીને, કિંવા આ "અપૂર્વ" પત્રોદ્વારા અજ્ઞાતભાવે, માત્ર કરુણાક્રાન્ત થઇ આપણને પ્રભુ-પ્રેમ પ્રાપ્તિનો ઉપાય, જે એક માત્ર પ્રભુ-નામ છે તે, દાખવી આપણા જીવનમાં શાન્તિની પ્રતિષ્ઠા સ્થાપી છે. સંસારરૂપી પ્રકૃત દાવાનલમાં શાન્તિનું દાન પ્રેમમય પ્રેમદાતા પ્રભુ સિવાય બીજું કોણ કરી શકે? શ્રીહરનાથ પ્રભુ કહે છે, "જેઓએ કૃષ્ણપદનો આશ્રય કર્યો છે તેઓ જ આ ઘોર દાવાગ્નિમાં પરમ મધુર વસન્ત અનુભવ કરી કૃતાર્થ થાય છે." વળી એઓશ્રી વધુ કહે છે, "આપણે ગમે તેટલાએ માયાના પોતિકા હોઇએને, છતાંએ માયા કદી પણ દયા કરી છોડી દેતી નથી, વખત આવતાં જ પોતાની મરજી પ્રમાણે હસાવશે અને રડાવશે. માટે કહું છું કે બાબા, જેઓ નિશ્ચિંત થવા માગે છે તેઓ માયાની માયામાં મુગ્ધ ન થાય; માયાનું રાજત્વ જે આ પ્રપંચ જગત્ છે તેમાં પ્રાણ અને મન ડૂબાડી ન દે; પ્રાણ અને મનને માયિક જગતમાંથી કાઢી કૃષ્ણપદમાં સ્થાપન કરો." આપણને કૃષ્ણપદમાં દઢ આશ્રય થાય તેનો સરલમાં સરલ માર્ગ સૂચવતા શ્રીહરનાથ પ્રભુ કહે છે, "જ્યાં સુધી સુદઢ એવા તે કૃષ્ણપદનો આશ્રય ન થાય ત્યાં સુધી કાયા-મન-પ્રાણથી કૃષ્ણનામનો આશ્રય કરી ચાલવું એ જ સર્વનું કર્ત્તવ્ય છે. માયાના હાથમાંથી છટકવાનો આ જ એકમાત્ર ઉપાય જાણી અહરહ: કૃષ્ણ નામ લેતા રહો. × × × આ વિષયમાં કશો સંદેહ નથી."

"શા વાસ્તે પ્રભુ-નામ લેવું?"

"પ્રભુ-નામ લીધાથી શું વળશે?"

"પ્રભુ-નામ કેવી રીતે લેવું?"

"પ્રભુ-નામ કઈ અવસ્થામાં લેવું?"

આ સર્વે પ્રશ્નો ઉપસ્થિત થાય એ તો સ્વાભાવિક જ છે. પરંતુ આપણે વ્યવહારમાં દૈનિક જોતા આવીએ છીએ કે સંસારમાં એક સામાન્ય ઉચ્ચપદવી પર પહોંચેલ વ્યક્તિ લેશમાત્ર વિપદ્દમાં પડ્યાથી અથવા તો અભિમાન વશતઃ અથવા તો સ્વાર્થસિદ્ધિ માટે પ્રભુ-નામ લે છે અને જગતને પોતાની ધર્મભાવના દેખાડવાનો ડોળ કરે છે અને મનમાં એમ સમજે છે કે તેણે પ્રભુને કૃતકૃતાર્થ કર્યાં અને પ્રભુનો ઉદ્ધાર કર્યો.

પરંતુ આવી વ્યક્તિઓના આચરણમાં પ્રભુના નામમાં પ્રેમ રાખવાનો અંશ કયાં હોય છે? કાયા-મન-પ્રાણથી કર્તવ્ય સમજી પ્રભુ-નામ લેવાનું કયાં હોય છે?

શ્રીહરનાથ પ્રભુએ પોતાની આ "અપૂર્વ પત્રાવલી"માં ઉપલા પ્રશ્નોના ઉત્તરો આપીને **પ્રભુ-પ્રેમનું સૂક્ષ્મ રહસ્ય, જે વેદને સ્વયમ્ અગોચર છે** તે, સરલમાં સરલ રીતિએ સમજાવી અને તે પ્રેમની પ્રાપ્તિનો એક માત્ર સુલભ ઉપાય "પ્રભુ-નામ" તે દાખવી, આપણાં જીવનમાં "અપૂર્વ" શાન્તિનો સંચાર કર્યો છે. આ પ્રેમ-દાન અને નામ-દાન આપવા માટે જ શ્રીહરનાથ પ્રભુનું અવતરણ થયું છે એમ અમે બેધડક કહીએ છીએ.

જ્ઞાન, કર્મ, યોગ, તપસ્યા, પ્રભૃતિનો પર્યવસાય શેમાં? જો આ સર્વેનો પર્યવ્વસાય પ્રભુ-પ્રેમ અને પ્રભુ-

ભક્તિમાં ન થાય તો પછી આ સર્વેનું પ્રયોજન શું? શ્રીહરનાથ પ્રભુ સ્પષ્ટ કહે છે, "નારદને કઇ તપસ્યાનો અભાવ હતો? શિવજીને કયો યોગ અને કઇ સિદ્ધિ નહોતાં મળ્યાં? શુકદેવે કયા શાસ્ત્રનું અધ્યયન નહોતું કર્યું? ......... કે **સર્વની છેવટે** તેઓ નામનો જ આશ્રય કરી ધન્ય થયાં છે?"

પ્રભુ-પ્રેમનું સૂક્ષ્મ રહસ્ય અને તે પ્રેમની પ્રાપ્તિનો સુલભ, સરલ અને સહજ ઉપાય "પ્રભુ-નામ", કે જે ઉપાય કોઇ પણ ધર્મ-સંપ્રદાય-મજહબ કે મતથી વિરૂદ્ધ નથી, બલ્કે સર્વે ધર્મ-સંપ્રદાય-મજહબ કે મતને માન્ય છે તે, દાખવી શ્રીહરનાથ પ્રભુએ કલિયુગના વર્તમાન સમયની જનતાના જીવનમાં, અન્ય કશાથી પણ ન મળે એવી, શાન્તિની શિતલતા આણી છે.

શ્રીઠાકુરજીની સર્વવાદાન્તર્ગત આ "પ્રભુ-નામ" શિક્ષાને લઇનેજ એઓશ્રીનું નામ વિશ્વમાન્ય થઇ પડયું છે અને આ કારણને લઇનેજ એઓશ્રીને વિદેશીઓ અને અન્ય ધર્માવલંબીઓ Prophet તરીકે માને છે.

હાલનો સમય વધુ ને વધુ ખરાબ થતો જાય છે. કલિકાલનો ઉદ્દામ પ્રવાહ પ્રચંડ રીતિએ આગળ ધસતો જાય છે અને પોતાની સાથે આપણી ધર્મની ભાવનાઓને અને સંસ્કૃતિઓને પણ ઘસડી લઇ જાય છે. જડવાદે અને નાસ્તિકતાએ સમાજના પ્રાણને ચગદી નાખ્યો છે. પરિણામે ત્રિવિધ તાપની ઝાળો સર્વ કોઇને બાળી રહી છે. આવા સમયમાં શ્રીઠાકુરજીના આ "અપૂર્વ" પત્રો અવશ્ય જ વાંચકવૃંદના હૃદયમાં એક "અપૂર્વ" શાન્તિ,

પ્રેમ અને સુખની પ્રતિષ્ઠા કરશે એમ અમે નિઃશંકપૂર્વક કહીએ છીએ.

અમે અમારા આ નિવેદનના પ્રારંભમાં જ જણાવ્યું છે કે શ્રીઠાકુર શ્રીહરનાથજી મહારાજની આ "અપૂર્વ પત્રાવલી"ના ગ્રન્થો મૂલ બંગાલી ભાષામાં ચાર ખંડોમાં છે. આ મૂલ બંગાલી ચારે ખંડોમાંથી, શ્રીઠાકુરજીએ પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવીને લખેલા સર્વે પત્રો ઉદ્ધૃત કરી તેનો અમારા વડીલ ભાઈ શ્રીજગમોહનદાસે કરેલો **ગુજરાતી અનુવાદ એક ખાસ સ્વતંત્ર પુસ્તકરૂપે, નામે "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ"**, ગત સંવત્ ૧૯૯૮ના આરંભમાં અમારી ધી હરનાથ સોસાયટીએ જ પ્રકટ કર્યો હતો.

તે જ પ્રમાણે મૂલ બંગાલી **"પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", ખંડ ૧ના**, શ્રીજગમોહનદાસભાઈએ કરેલા **ગુજરાતી અનુવાદનું પ્રથમ સંસ્કરણ**, ગત સંવત્ ૧૯૯૮ના આશ્વિન માસમાં અમારી ધી હરનાથ સોસાયટીએ જ પ્રકટ કર્યું હતું અને **ત્યાર પછી માત્ર બે જ માસની** અંદર એટલે કે ગત સંવત્ ૧૯૯૯ના માર્ગશીર્ષ માસમાં અમે **આ જ ગુજરાતી અનુવાદ ગ્રન્થનું દ્વિતીય સંસ્કરણ** પ્રકટ કર્યું હતું.

મૂલ બંગાલી **"પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", ખંડ રનો**, શ્રીજગમોહનદાસભાઈએ જ **કરેલો ગુજરાતી અનુવાદ** અમારી

ધી હરનાથ સોસાયટીએ, ગત સંવત્ ૨૦૦૧માં પ્રકટ કર્યો હતો.

આજે અમને મૂલ બંગાલી **"પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", ખંડ ૩ના પ્રથમ વિભાગનો,** શ્રીજગમોહનદાસભાઇએ કરેલો **ગુજરાતી અનુવાદ** પ્રકટ કરતાં અતિ આનંદ થાય છે. અમારું આ કાર્ય માત્ર શ્રીઠાકુરજી અને શ્રીમાતુશ્રીદેવીની કૃપાથી જ પૂર્ણ થયું છે.

મૂલ બંગાલી "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", ખંડ ૩, એક બૃહત્ પુસ્તક છે. મૂલનાં પાનાંઓ ૨૬૪ છે. શ્રીજગમોહનદાસભાઇએ કરેલો મૂલ બંગાલી તૃતીય ખંડનો સંપૂર્ણ ગુજરાતી અનુવાદ જો અમે પ્રકટ કરીએ તો મજકુર ગુજરાતી અનુવાદ પુસ્તક અતિ બૃહત્ થઈ પડે એટલું જ નહિ પણ ગુજરાતી ભાષાનાં વાંચકવૃંદને મોંઘું પણ થઈ પડે. આ કારણથી અને વિશેષતઃ અમારા પૂર્વે પ્રકટ થયેલા "અપૂર્વ પત્રાવલી"ના ગુજરાતી અનુવાદના પુસ્તકોના જેવું એક જ સરખું, એક જ ઢબનું અને લગભગ એટલા જ કદનું, પુસ્તક પ્રકટ કરવાના અમારા વિચારને લઈને જ અમે મૂલ બંગાલી તૃતીય ખંડનો શ્રીજગ-મોહનદાસભાઇએ કરેલો સંપૂર્ણ ગુજરાતી અનુવાદ પ્રકટ ન કરતાં, તેને ત્રણ વિભાગોમાં વહેંચી, મજકુર ગુજરાતી અનુવાદના પ્રથમ વિભાગને જ હાલમાં પ્રકટ કર્યો છે અને દ્વિતીય અને તૃતીય વિભાગો, શ્રીઠાકુરજી અને શ્રીમાતુશ્રીદેવીની કૃપાથી જ હવે પછી પ્રકટ કરીશું.

હવે અમે **"પાગલ હરનાથ અર્થાત્ શ્રીહર-નાથજીની અપૂર્વ પત્રાવલી", ખંડ ૩ના પ્રથમ**

**વિભાગના,** શ્રીજગમોહનદાસભાઈએ કરેલા **આ ગુજરાતી અનુવાદ** વિષે કંઈક કહેવા ઉચિત ધારીએ છીએ. ભાઈ શ્રીજગમોહનદાસે માત્ર શ્રીઠાકુરજીની આજ્ઞાથી જ "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી"ના ચારે ખંડોના મૂલ બંગાલીમાંથી ગુજરાતી અનુવાદો કરી રાખ્યા હતા. આ ગુજરાતી અનુવાદો વખતોવખત પ્રકટ કરવા ભાઈ શ્રીજગમોહનદાસે અમારી સોસાયટીને જે અનુમતિ આપી હતી અને આ વખતે પણ આ અનુવાદ પ્રકટ કરવા જે અનુમતિ આપી છે તેને માટે અમો શ્રીજગમોહનદાસભાઈના ઋણી છીએ. અમે આશા રાખીએ છીએ કે ભાઈ શ્રીજગમોહનદાસભાઈ પોતાના બાકી રહેલા સર્વે અનુવાદ ગ્રન્થો પણ હવે પછી પ્રકટ કરવા અમારી સોસાયટીને જ આપવાની કૃપા કરશે.

શ્રીજગમોહનદાસભાઈના આ વખતના **"પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", ખંડ ૩ના પ્રથમ વિભાગના આ ગુજરાતી અનુવાદ** વિષે વધુ કંઈ ન કહેતાં અમે માત્ર એટલું જ કહીશું કે શ્રીઠાકુરજીએ પોતાના હૃદયના ભાવો જે પોતાની બંગાલી માતૃભાષામાં ગંભીર પણ સહેલાઈથી સમજી શકાય એવી રીતે, મધુર અને હૃદયસ્પર્શી રીતે અને રસપૂર્ણ રીતે, વ્યક્ત કર્યા છે, તે સર્વે ભાવો, તેવી જ રીતે, લેશભાર પણ ન્યૂનતા વગર, આ અનુવાદ ગ્રન્થમાં લાવવા શ્રીજગમોહનદાસભાઈ પૂર્ણરૂપે સફલ નિવડયા છે તેને માટે અમે એઓ ભાઈને ધન્યવાદ આપીએ છીએ.

અમે આશા રાખીએ છીએ કે મહાગુજરાતનાં ધર્મસંસ્કારી નરનારીઓ આ **"પાગલ હરનાથ અર્થાત્**

**શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", નામક ગ્રન્થના તૃતીય ખંડના પ્રથમ વિભાગને,** અમારા પૂર્વે પ્રકટ થયેલા "અપૂર્વ પત્રાવલી"ના ગુજરાતી અનુવાદ ગ્રન્થોને જે પ્રમાણે સપ્રેમ વધાવી લીધા હતા તે જ પ્રમાણે સપ્રેમ વધાવી લેશે.

અંતિમમાં શ્રીઠાકુર શ્રીહરનાથજીને અને એઓશ્રીનાં ધર્મપત્ની શ્રીકુસુમકુમારી દેવીને અમારી પ્રાર્થના છે કે **"પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", ખંડ ૩, પ્રથમ વિભાગ, નામક આ ગુજરાતી અનુવાદ ગ્રન્થ** મહાગુજરાતના ધર્મસંસ્કારી નરનારીઓની ધર્મભાવનાઓને તથા તેઓની ભગવતપ્રેમપિપાસાને પરિતૃપ્ત કરવા સફલ નિવડો!

| | |
|---|---|
| મુંબઈ,<br>શ્રીહરનાથાભિન્ન<br>શ્રીકુસુમકુમારી દેવી<br>જન્મદિન,<br>તા. ૧૫-૧૨-૪૭.<br>શ્રીહરનાથાબ્દ ૮૩. | ધી બૉર્ડ ઑફ કન્ટ્રોલ,<br>**"ધી હરનાથ સોસાયટી",**<br>મુંબઈ. |

જ.

श्रीराधाकृष्णाभ्यां नमः ।

# પાગલ હરનાથ

અર્થાત્

# શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી

———:o:———

## તૃતીય ખંડ—પ્રથમ વિભાગ

———:o:———

### પત્રાંક ૧

મહાપુરુષ !

આપનો પત્ર વાંચી હું બહુ જ આનંદિત થયો છું. બાબા! આપના પત્રના એકેએક સ્થાનના લખાણે તો મારાં મન અને પ્રાણ ઘેલાં કરી નાખ્યાં; હવે મેં ઠીક જાણ્યું કે, આપ લોકો કયાં અને હું કયાં! અને વિશેષ તો એ જાણ્યું કે, આપ લોકોના પ્રાણે ગોપિકાઓની માફક તે શઠ લમ્પટ પ્રતિ આકર્ષાઈ આપ લોકોને આનંદમાં રાખ્યાં છે. આપ લોકો જ વ્રજભાવ પ્રાપ્ત કરવા ઉપયુક્ત પાત્ર છો; કૃષ્ણ આપ લોકોના મનની આશા પૂર્ણ કરે. દયા કરી મારા જેવાને આપના ખેલના સાથીઓમાંનો એક ગણી કૃતાર્થ કરજો; આપ લોકો આપના નિજ બાન્ધવો સાથે ખેલજો, હું તો દૂર ઊભો રહીને જોઈશ માત્ર; તેમ કરવામાં પણ મને મારો

આનંદ રાખવાનું સ્થાન રહેશે નહિ. બાબા, "કાનુ સંગે પ્રીતિ કરવામાં અધિક ચાતુરીની જરૂર છે." બાબારે! ચાતુરીની જરૂર પ્રીતિના સંબંધમાં નથી; ચાતુરીની જરૂર તો બહિર્મુખ લોકોના સંબંધમાં છે—જટિલા કુટિલાની આંખોમાં ધૂળ નાખવા માટે જ. કૃષ્ણ-ભજન ગોપન રીતે કરી શકાય એ જ તો તાત્પર્ય-માયાની અને માયાના સંસારની આંખોમાં ધૂળ નાખવા માટે જ તો; પરંતુ કૃષ્ણ સાથે તો ચાતુરી કરવી ચાલશે નહિ. ત્યાં તો હૃત-વસ્ત્ર (જેનાં વસ્ત્રોનું હરણ થઈ ગયું છે એવા) થઈ જવું પડશે, એક સામાન્ય કપડાનું પણ આવરણ તેમનાથી સહન થઈ શકતું નથી, અન્ય આવરણોની તો વાત જ કરવી નહિ. જો પહેલેથી જ એટલે કે પૂર્વરાગ ગાઢ ન થતાં જ લોકો સમક્ષ પોતાના ભજનની વાતો કહેવાતી જાય તો લોકોના ઉપહાસ ઇત્યાદિની બાધાઓથી બાધ્ય થઈ જઈ પોતાના ભજનનો પથ પરિત્યાગ કરવાની ઈચ્છા થાય છે અને ક્રમે ક્રમે પરિત્યાગ થઈ જાય છે. પરંતુ અનુરાગ જ્યારે વાઘની માફક સતેજ, દૃઢ અને અન્યોના પક્ષે ભયપ્રદ થાય છે ત્યારપછી ચાતુરી ખેલવી પડતી નથી; ત્યારે નિન્દાકારી રૂપમાં છુપાયેલાં માયાનાં આ સર્વે અનુચરો પોતે પોતાની મેળે ભયથી જડસડ થઈ જઈ કાં તો દૂર પલાયન કરી જશે અથવા તો શરણાગત થશે. જ્યાં સુધી હૃદય આટલું સતેજ અને સબલ થાય નહિ ત્યાં સુધી ચાતુરી કરવી પડે છે. પછી તેને પક્ષે તો,

"કાનુ અનુરાગ વાઘ, હૃદયે પેઠો જ્યારે,
થરથરી ઊઠ્યું કાંપી, ઘન વન ત્યારે."

ત્યારે તો વાઘની બરાડથી અન્યાન્ય જેટલાંએ જીવજંતુઓ હશે તે વન છોડી પલાયન કરી જશે અને ત્યારે તમે પોતે તો નિરાપદ થશો એટલું જ નહિ પરંતુ અન્ય જેઓ તે વનમાં કૂતરાં અને શિયાળના ભયથી છુપાયેલાં હતાં તેઓ પણ આનંદમાં છુટકારાનો દમ છોડી બચી જશે અને નિશ્ચિંત થશે આટલા માટે જ તો મારા પ્રભુ સિંહગર્જનાથી ઉચ્ચ સંકીર્તન કરી ગયા છે. નામનો ધ્વનિ સાંભળી માયા પૃથ્વી છોડી પલાયન કરી ગઈ કે સર્વે માયા શૂન્ય થઈ એકમન અને એકપ્રાણથી કૃષ્ણપાદમાં ઢળી પડ્યાં. આ કારણથી જ તો સંકીર્તન સમયે પ્રભુ વચ્ચે વચ્ચે ગર્જના કરતા હતા. આવા પ્રેમના કીર્તનમાં ગર્જનાની આવશ્યકતા કેવલ માત્ર માયા અને માયાના અનુચર-ગણને જીવનપર્યંત વન છોડાવવા માટે જ છે. માટે કહું છું કે, જેઓ આ લોકોના હાથોમાંથી છટકવા માગતા હોય તેઓએ ઉચ્ચ સંકીર્તન કરતા રહેવું; સંકીર્તનનો શબ્દ સાંભળતાં વેંત જ માયા પલાયન કરી જશે કારણ કે માયા અસુરના અન્તરમાં મારા નિતાઇ અને ગૌર પ્રતિનો ભય હજુ પણ જાગતો રહ્યો છે, હજી સુધી પણ તે ભીષણ ગર્જનાથી તેના કાન બહેરા થઇ રહ્યા છે. માટે કહું છું કે, જો હજુ પણ આનંદમાં કાલ નિર્ગમન કરવા ચાહતા હો તો મધુર નામનું ઉચ્ચ અને અનુચ્ચ સ્વરે કીર્તન કરો.

બાબા, પ્રથમથી ધીરે આરંભ કરી જ્યારે તે પ્રેમમાં મત્ત કરી મૂકે છે ત્યારે તે આપોઆપ જ ઉચ્ચ થઇ પડે છે. આટલા માટે જ તો આરંભ કરવાના સમયે ચાતુરીની જરૂર છે. નરોત્તમ ઠાકુર પણ એ વાત કહી ગયા છે,

"પોતાના ભજનની કથા,
ન કહેવી જથાતથા,
રહેવું થઇ પોતે સાવધાન".

તંત્રશાસ્ત્ર પણ તે જ કહે છે, "**गोपनीयं प्रयत्नतः**"। જેઓ મદ–દારૂ પીએ છે તેઓ પ્રથમ તો કોઇ ગુપ્ત સ્થાનમાં આરંભ કરે છે, ત્યાર પછી જ્યારે નશો ચડે છે ત્યારે રસ્તામાં લથડિયાં ખાતાં એ જરા પણ પરવા કરતા નથી. માટે કહું છું કે નશો ચડયા પહેલાં જ જો રસ્તામાં જઇ ઊભા થઇ રહીએ તો નશાખોર થવાતું નથી. મનુષ્ય જ્યારે પ્રથમ વેશ્યાસકત થાય છે ત્યારે કેટલી છૂપીથી અને કેટલીએ સાવધાનીથી તેની વાતો કરે છે, ત્યારપછી જ્યારે તે પાકો થાય છે ત્યારે છૂપીથી વાતો કરવાની વાત તો બાજુએ રહી, પણ લોકો સમક્ષ તેના ગુણોની વ્યાખ્યા કરતો ફરે છે; બિલ્વમંગલ ઠાકુર આ વાતનું પ્રમાણ છે. માટે જ તો નશો ચડવા પહેલાં ચાતુરી જોઇએ. આપ લોકો તો ઘણા આગળ વધી ગયા છો અને તેથી કરીને તમને લોકોને તો ચાતુરીની વાત સારી લાગે જ નહિ અને સારી ન લાગવા જેવી વાત છે પણ ખરી. જેમ એક કુલરમણી પોતાના પ્રિયતમનું ચિંતવન કરેછે તે પ્રમાણે કૃષ્ણ વિશેનું ચિંતવન કરવા જતાં મનમાં,

પ્રાણમાં, અંતરમાં અને બહારમાં કૃષ્ણ-ભાવના રાખવીજ પડે છે. તેમ કર્યાથીજ પ્રેમ પ્રકટે છે. આ જ વાત નરોત્તમ ઠાકુર ઉદ્દેશી ગયા છે,

"રંધનશાલામાં જાઉં જ્યારે,
હે પ્રિય, તવ ગુણ ગાઉં ત્યારે,
ધુમાડાની છલના કરી,
અશ્રુ હું ઢાળું ત્યારે".

બાબા, કૃષ્ણ કદી કોઇને પણ પોતાના ચરણથી વેગળા કરતા નથી; જો એમ થાય તો પછી તેને રહેવાનું સ્થાન જ ક્યાં રહ્યું? ગીતા કહે છે કે, "**एकांशेन स्थितो जगत्**"। માટે જ તો કૃષ્ણપાદપદ્મ છોડીને રહેવાનું કોઇ સ્થાનજ નથી. છતાંએ જેનું માથું ખરાબ થઇ ગયું છે એવો કોઇ એક છોકરો જેમ વિચારે છે કે "માબાપ તેને ચાહતાં નથી" તેજ પ્રમાણે બહિર્મુખ જન પણ કૃષ્ણકૃપા સમજી-ઓળખી શકતો નથી. હવે વિચાર કર્યાથી સમજી શકાશે કે દોષ કોનો છે? પ્રેમ આદાન પ્રદાનથી (આપવા લેવાથી) પરિપુષ્ટ અને મધુર થાય છે; જો તે આંશિક હોય તો તે તેટલો મધુર લાગે નહિ. હું જેને પ્રેમ કરું તે જો તે પાછો વાળે નહિ તો તે પ્રેમ પૂર્ણ થાય નહિ અને પૂર્ણ ન થવાથી, મધુર પણ થતો નથી. માટે નિવેદન એ જ કે તેમને (કૃષ્ણને) વાંકા સમજતા નહિ; આપણે સરલ થઇશું તો તેઓ પણ સરલ થશે. "સરલ થશે" એમ કહેતાં ભૂલ થઇ; કારણ કે તેઓ તો સરલ જ છે; આપણે સરલ થયા કે તેમનું ખરું રૂપ

અનુભવ કરી શકીશું. પ્રેમ બહુ જ સરલ છે છતાંએ વચ્ચે વચ્ચે કુટિલતા કાં કરે છે વારુ ? શેરડીના સાંઠા માફક જેમ જેમ ગાંઠા પાસે પાસે હોય તેમ તેમ તેની મધુરતા વૃદ્ધિ પામે છે તે જ પ્રમાણે પ્રેમને વધુ મધુર કરવા માટે જ તો વચ્ચે વચ્ચે કુટિલતાનું મિશ્રણ કરવાની જરૂર પડે છે. તેથી જ તો મને લાગે છે કે કૃષ્ણદાસ કવિરાજ "ચૈતન્ય ચરિતામૃત"માં લખે છે કે,

"કુટિલ પ્રેમ છે અજ્ઞાન,
જાણે નહિ સ્થાનાસ્થાન,
વળી વિચારે નહિ સારું નરસું."

આપ વિચાર કરી જુઓને કે જેને સારાનરસાનો વિચાર નથી તેના જેવો સરલ બીજો કોઇએ નથી. પછી "કુટિલ" શા વાસ્તે કહેવું! આ તો માત્ર માધુર્ય વધારવા માટે જ. તેથી જ તો રૂપ ગોસ્વામી કૃષ્ણ પ્રેમની વર્ણના કરવા સમયે કહે છે કે,

*"**पीडाभिर्नवकालकूटकटुतागर्व्वस्य निर्व्वासनो**" ઇત્યાદિ.

(અર્થાત્ "શ્રીકૃષ્ણ અદર્શન નિમિત્ત જે સકલ પીડા ઉપસ્થિત થાય છે તે પીડાથી નવીન કાલકૂટનો તીવ્રતારૂપ ગર્વ નાશ પામે છે", ઇત્યાદિ). કૃષ્ણદાસ કવિરાજ પણ તે જ પ્રમાણે કૃષ્ણપ્રેમ વર્ણવતાં કહે છે "વિષ અને અમૃતનું એકત્ર મિલન" અને વધુમાં કહે છે કે,

"કૃષ્ણપ્રેમ આસ્વાદન, છે તપ્ત શેરડી ચર્વણ સમ,
બળે બળે મુખ, છતાંએ ન કરી શકાય ત્યાજન."

જુઓ. શેરડી બહુ જ થંડી હોય છે પરંતુ તેની મીઠાશ વધારવા માટે જેમ તેને તાપ આપવો પડે છે તેમ સરલ પ્રેમને પણ અત્યધિક મધુર કરવા માટે જ કુટિલ કરવો પડે છે. નહિ તો પ્રેમ કરતાં સરલ બીજું કશુંએ નથી અને શું તે પ્રેમના આધાર કૃષ્ણ કદી પણ કુટિલ હોઇ શકે ખરા ? ગોપીઓનું રોવું, મા જશોદાનું રોવું, ભક્તોનું રોવું આ પ્રમાણેની પ્રેમની ગાંઠો બહુ જ મધુર હોય છે; તેથી જ ભક્તો પ્રભુ પાસે બધું છોડી રોવું જ માગે છે. રોવું જ પ્રેમની ગાંઠો છે અને તેથી જ તો વધુ મધુર છે. પ્રેમ કરવામાં જે રોતો નથી તેનો પ્રેમ તે પ્રેમ જ નહિ. સુવર્ણમાં જેમ સુરોખાર જરૂરનો છે તેમ પ્રેમમાં રોવું જરૂરનું છે; બંને ગાળી નાખી શકે છે અને વિશુદ્ધ કરે છે. કૃષ્ણ કરે અને આપણે ચિરદિન "કૃષ્ણ" "કૃષ્ણ" કહેતાં રડી પડીએ. પ્રેમ પ્રવાહમાં "રોવું" ભ્રમરીઓ છે અને તેથી જ તે વધુ અગાધ અને ગંભીર છે. બાબા, તમે ખરેખર જ પ્રેમિક છો, તેથીજ તો આજે આ અરસિકને પણ પાગલ કરી મૂકયો છે. માટેજ પાગલની માફક કેટલુંયે કાંઇ બોલી નાખ્યું, ક્ષમા કરજો, પાગલની વાત છે એમ સમજી તેના ઉપર લક્ષ્ય દેતા નહિ એ જ પ્રાર્થના. આજે ઉત્તુંગ ઊર્મિઓએ મને બહુ જ ડૂબાડયો છે, હું કાંઇ પણ પ્રકાશ કરી શકયો નથી; શકિત નથી તેથી હું ચૂપચાપ રહ્યો છું. જો કદી કૃષ્ણ આપની પાસે લઇ જશે અને આવુંજ તોફાન જગાડશે તો મારા મનની વાતો

પાગલ હરનાથ

કહીશ, આજે તો વધુ કહી શકયો નહિ. માફ કરજો.

આપ લોકોનો આશ્રિત

હર

---

*पीडाभिर्नवकालकूटकटुतागर्व्वस्य निर्व्वासनो
निःस्यन्देन मुदां सुधामधुरिमाहंकारसंकोचनः ।
प्रेमा सुन्दरि ! नन्दनन्दनपरो जागर्त्ति यस्यान्तरे
ज्ञायन्ते स्फुटमस्य वक्रमधुरास्तेनैव विक्रान्तयः ॥

( વિદગ્ધમાધવ–૨–૧૮)

અનુવાદ તથા સ્પષ્ટીકરણ :—

પૌર્ણમાસી નાન્દીમુખીને સંબોધન કરતાં કહે છે, ("વત્સે! ગાઢ અનુરાગનો વિકાર દુર્બોધ્ય છે, માટે ધ્યાનથી સાંભળ"). "હે સુન્દરિ! નન્દનન્દન શ્રીકૃષ્ણ–વિષયક પ્રેમની શી વિચિત્ર શક્તિ છે! જે વ્યકિતના અન્તરમાં આ પ્રેમ જાગૃત થઇ ઊઠયો છે તેને જ તો આની કુટિલતાની તથા આના માધુર્યરૂપ પરાક્રમની જાણ હોય છે. કૃષ્ણ–અદર્શન–જન્ય પીડા દ્વારા અભિનવ કાલકૂટનો તીવ્રતારૂપ ગર્વ ધ્વંસ પામે છે, અને તેમના દર્શનથી જે હર્ષ ઊભરાઈ જાય છે તેના દ્વારા અમૃતની મધુરિમાનો ગર્વ પણ સંપૂર્ણરૂપે નાશ પામે છે. સારાંશ કે વિષામૃત–મિલિત કૃષ્ણપ્રેમનું માહાત્મ્ય તે શું વર્ણવું ?"

# અપૂર્વ પત્રાવળી

## પત્રાંક ૨

**મહાશય, (શ્રીઅતુલકૃષ્ણ ગોસ્વામી,** કલકત્તા),

પ્રભુપાદ ! આજે મેં શુભ દિવસ જાણ્યો; આટલા દિવસો પછી આ ઘોર પાપીને ખોળી બહાર કાઢી દયા કરી છે. આપ આટલા દયાળુ ન હોત તો આપને કલિના જીવોની એકમાત્ર ગતિ કરી મારા ગૌર આપ લોકોને રાખીને ચાલી જાત નહિ. મારા થકી જ આપ લોકોનું પતિતપાવનત્વ વિશેષરૂપે પ્રકાશ પામ્યું છે; જેવો હું પતિત છું તેવા જ આપ પાવન છો; આ એક શુભ સંયોગ થયો છે, હું પણ નિશ્ચિંત થયો છું. મહારાજ ! કૂતરો થઇ ખરા સિંહને દ્વારે ચિત્કાર કરતો હતો; હવે મારું કાર્ય પૂર્ણ થયું. સિંહ જાગી ઊઠયો, હવે મારા પ્રાણ જાય તો પણ ક્ષતિ નથી. પ્રભુ, પ્રાણ લેવા પૂર્વે મારી પ્રાર્થના સાંભળો, જાગો અને નિજ કર્મ નિજ હાથમાં લઇ સર્વેના આતંકો દૂર કરો, હવે કોઇ આપ લોકોને ભૂલી માયાના દાસ ન થાય, સિંહ હાજર રહેતાં સામાન્ય પિશાચી રાજત્વ ધૂળધાણી ન કરે. બાલ્યકાલથી જ જે નિતાઈ સંસાર—આશ્રમ ત્યાગી પૂર્ણ અવધૂત હતા તે ઉન્મત્ત અવધૂતને વૃદ્ધ વયે આપણે માટે જ મહાપ્રભુએ સંસારી કરાવ્યા. આ શું જીવોનાં પાપો પોતાને શિર ચડાવી ઇસુ ખ્રિસ્તના ક્રૉસ ઉપર ચડવા કરતાં વધારે

નથી? ઇસુ ખ્રિસ્તે તો કેવલ પોતાનું જ શરીર એક વાર માત્ર આપ્યું; પરંતુ નિતાઇ તો વંશપરંપરાએ ચિર દિન અમારા લોકોના થઇ અમારા લોકોની સાથે જ રહ્યા છે અને રહેશે પણ ખરા. આપ તે દયામય નિતાઇ છો અને અમે તો તે માયાના જીવાધમ દાસ છીએ. હવે આપ આપનું કાર્ય તપાસી લો; અમે નિર્ભય થઇ વિચરીશું. પ્રભુ, જીવનના અંતિમ સમયમાં આપનો અનુગ્રહ મેળવ્યો, આની પ્રાપ્તિમાત્રથી જ મારા જન્મજન્માન્તરની દુષ્કૃતિ નાશ થઇ ગઇ. હવે તો જે થોડા દિવસ જીવન રહે પર્યંત આ વેચેલું માથું બીજી કોઇ દિશામાં ન ઢળી પડે. જન્મોજન્મ આપ લોકોના ચરણમાં અમારું મસ્તક તો વેચાયલું જ છે. અમારા કુલગુરુ ગોસ્વામીનો વંશ વસુજાહ્નવા છે તે આપને જણાવવા નિવેદન કર્યું અને આપની અને અમારી વચ્ચેનો ચિર દિનનો પ્રભુ અને દાસપણાનો સંબંધ દેખાડી આપ્યો; હવે મને તે પ્રમાણે સમજી તમારો પોતિકો કરી લો; મારે બીજી ગતિ નથી.

જીવ ઉદ્ધાર એ આપ લોકોનું ગૌણ્કર્મ છે; પ્રેમમયના પ્રેમનું દાન કરવું એ જ આપ લોકોનું મુખ્ય-કર્મ છે. જોજો, પ્રભુ, હું વંચિત ન થાઉં; ઉદ્ધાર પામવાની મારી એક વાર પણ ઇચ્છા નથી; ભૂલમાં પણ હું ઉદ્ધાર ચાહતો નથી; વારંવાર આ ભવમાં આવીશ અને આપ લોકોના ચરણતલમાં રહી પ્રેમમયના પ્રેમની કથા સાંભળીશ અને પ્રેમ આસ્વાદન કરીશ, આ જ મારી વાસના અને પ્રાર્થના છે. વ્રજના ગુપ્ત રાસના પ્રકાશ

અપૂર્વ પત્રાવળી

૨૬૯૫૯

માટે જ આપ લોકોનો આ ભાવ છે—જેમ સમુદ્રમાં નદી મળેલી રહી છે તે પ્રમાણે જીવોને તરાવવાનું અને નામનું દાન કરવાનું કર્મ આપનામાં માત્ર આરોપિત જ થયું છે. ખરેખર પ્રેમાસ્વાદન અને પ્રેમદાન જ આપ લોકોનું પ્રધાન અને એકમાત્ર ઉદ્દેશ્ય છે, જોજો પ્રભુ, ખેંચી-તાણીને હવે સમુદ્રમાં ડૂબાડતા નહિ, કિનારા ઉપર ઊંચકી લઈ પ્રેમ શીખવજો. પ્રેમમયના પ્રેમરાજ્યના આપ લોકો જ એક એક મહાન કર્મચારી છો; ત્યાં આપ લોકો સિવાય અન્ય કોઇને ચાકરી મળતી નથી, ચાકરી મળવાની વાત જ નથી; છતાંએ જેઓ કાયા–મન–વાક્યથી આપ લોકોને સંતુષ્ટ કરી સિફારસ મેળવે છે તેઓ જ તે રાજ્યમાં સ્થાન મેળવી કૃતાર્થ થાય છે અને આ લોકો જ આપ લોકોની શાખાપ્રશાખા છે. પ્રભુ, દયા કરી મારી સિફારસ કરી આપો, સેવાથી સંતુષ્ટ કરવાની મારી શક્તિ નથી. પંગુને (પાંગળાને) પર્વત ઓળંગાવી આપ-લોકોનો જાતિધર્મ બજાવી રાખો. મારા જેવો અંધ, પંગુ અને દુ:ખી બીજો કોઇએ નથી. કૂતરાની માફક બહુવિધ ઉચ્છિષ્ટ ખાઈખાઇને ભાગ્યક્રમે–અને મારી ઉપર ઉપકાર કરનાર ભાઇ રાધાવલ્લભની કૃપાથી–આજે આપના દ્વારે હાજર થઇ પ્રસાદ મેળવી જન્મ સફલ કર્યો. રાધાનું ઋણ હું કદી પણ ફેડી શકીશ નહિ અને ફેડી શકું એમ હોય તો પણ તેમ કરીશ નહિ. પ્રભુ, રાધાનું મંગલ કરજો. રાધાનો મોટો ભાઈ થઇ આજે હું ધન્ય થયો છું. એટલનો પણ હું ચિરઋણી રહ્યો છું; તેણે જતનપૂર્વક આ

## પાગલ હરનાથ

પાગલના બેચાર પત્રો છપાવી મને તેના બદલામાં એક અમૂલ્ય ખજાનો અર્પણ કર્યો છે અને કરે છે. તે નિરુપયોગી પુસ્તક આપના સ્પર્શને યોગ્ય ન હોવા છતાં કોઇ પણ પ્રકારે આપના હસ્તમાં આવ્યાથી આ હતભાગા ઉપર મહાન ઉપકાર થયો તેમાં સંદેહ નથી. આજે મારા આનંદની સીમા નથી; જ્યાં સુધી આપ પ્રભુના ચરણનાં સાક્ષાત્ દર્શન મળે નહિ ત્યાં સુધી આપ પ્રભુની કૃપાનું ચિહ્ન સ્વરૂપ આપે ભેટ મોકલાવેલ "શ્રીચૈતન્ય ભાગવત" અને "શ્લોક માલા"ની સેવા અને દર્શન કરી જીવન ધારણ કરી રહીશ; ચરણ દર્શન અને પ્રસાદ મેળવવાની ઇચ્છામાં જ હવે તો જીવન રહ્યું.

સુંદર રીતે છપાયેલા "શ્રીચૈતન્ય ભાગવત"ના દર્શન કરી હું પવિત્ર થયો છું અને મારી સ્ત્રી જાણે ખોવાયેલું ધન પાછું મળ્યું હોય તે પ્રમાણે આનન્દિતા થઇ આપના શ્રીચરણમાં વારંવાર પ્રણામ જણાવે છે અને આવી જાતની દયા ચિરદિન રહે એવી પ્રાર્થના કરે છે. તેની અભિલાષા પૂર્ણ કરો એ જ નિવેદન.

**આપ લોકોનો દાસાનુદાસ**

હર

## પત્રાંક ૩

**સપ્રણામ નિવેદન વિશેષ:-**
**(શ્રીયુક્ત વિનોદવિહારી ગોસ્વામી,** કલકત્તા.)

પ્રભુ! આજે તો આપના મુખથી નવીન કથા સાંભળી! હું તો આપનો દાસાનુદાસ માત્ર, છતાંએ વગર વિચારે આપના ધનનું જે દાન કરું છું તે તો કેવલ માત્ર આપના યશની વૃદ્ધિને માટે જ, મારે તેમાં કાંઇ પણ સ્વાર્થ નથી; આપની યશરાશિ જગતના એક છેડાથી બીજા છેડા સુધી ઘોષિત થાય એ જ મારી ઇચ્છા છે. પાગલ તો અમારા "નિતાઇ" છે-હું તો કીટાનુકીટ, નિત્યાનંદના દાસાનુદાસનો દાસ, મારી તે શી તાકાત કે તે "પાગલ" ઉપાધિ ધારણ કરું, તેમ છતાંએ તે ઉપાધિ આપ લોકોએ જ દયા કરી આપી છે. "એક પાગલ શ્રીગૌરાંગ અને બીજા પાગલ તે તેમનો સંગ; નાચે, ગાય, અને સંકીર્ત્તનમાં વગાડે મૃદંગ; નિતાઇ, અદ્વૈત પાગલ-પાગલ તેમનો ચેલાસંગ." હું તો આ છેવટના પાગલ દલમાં સ્થાન મેળવ્યાથી પણ જન્મોજન્મ કૃતાર્થ થઇશ. પ્રભુ હે! આપનાં ધનસંપત્તિ આપનાં જ છે અને રહેશે, લૂટ થયાથી પણ કદી કમી થવાનાં નથી.

"પિયે લૂટે સર્વે, કરે ઉજ્જડ ભંડાર,
છતાંએ દિન દિન વધે, નિતાઇનો અપૂર્ણ ભંડાર."

પ્રભુ, ભય રાખતા નહિ; જેટલા પ્રમાણમાં લૂટાશે તેટલા જ પ્રમાણમાં આપના યશનો વિસ્તાર થશે, કશી ચિંતા નહિ. આપ દયા કરી મારી પાસે જે કાંઇ અનામત રાખશો તે હું યુગે યુગે માથે ચડાવી વહન કરીશ અને જ્યારે પણ માગશો ત્યારે તે હું પાછું વાળીશ; આપના હુકમ વગર એક ડગલું પણ ભરીશ નહિ. મારી ઉપર દયા કરી મને આપનો કૃતદાસ ગણી મારું જીવન સાર્થક કરો એ જ વિનીત પ્રાર્થના છે.

પ્રભુ ! મને "સંતાઈ જવું", "છૂપાઈ જવું" એ સર્વે શોભે શાનું? હું તો એક સામાન્ય માત્ર ખેલી છું, આપ તો દલપતિ છો; "છૂપાઇ જવા" કહેશો કે છૂપાઇ જઇશ, અને પ્રકટ થવાની આજ્ઞા કર્યાથી વધુ વાર છૂપો રહી શકવાનો નથી; જેવો હુકમ તેવું જ તેનું પ્રતિપાલન. હું કદી પણ આપના હુકમનો અનાદર ન કરું એ જ માગું છું. મને અનર્થક અન્ય રૂપે સજાવતા નહિ. જો આપ ઇચ્છા કરો તો તેમ કરી શકો છો ખરા, કારણ કૃતદાસ ઉપર તો સકલ રકમનું જોર કરી શકાય છે પરંતુ મારું તો એ જ માત્ર નિવેદન છે કે મને જે સાજ સારો લાગે નહિ તે સાજ સજાવતા નહિ; પ્રભુનો સાજ આપ જ પહેરજો અને મને તો મારા પોતાના સાજમાં જ સજાયલો રાખજો એ જ પ્રાર્થના છે.

પ્રભુ, અટલે જે કહ્યું છે તે કાંઇ વિશેષ ખોટું નથી. હું જાણતો નથી કે આપ લોકો મને આ રહેઠાણમાં કેટલા દિવસ રાખશો. કાર્ય જોઇને એવો અનુભવ થાય

છે કે જાણે સત્વર જ મને અન્ય રહેઠાણમાં મોકલી આપશો. યોગ્ય સ્થાન મળે તો ઇચ્છા હતી કે ભિક્ષા માગી એક મોટો આશ્રમ સ્થાપન કરી આપની પતાકા (ધ્વજા) ઉડાડી મનની આશા મટાડત પરંતુ મને લાગે છે કે આપની તેવી ઇચ્છા નથી. ગમે તેમ હો, પણ છેવટે ગમે તેવી પણ આઠ કાઠા જમીન લઇ બેચાર ઓરડાઓ તૈયાર થવા દો, ત્યારપછી પ્રભુ રાખશે તો વેપાર વધતો જશે. હાલમાં તો સામાન્ય ત્રણ ચાર મનોહારી જણસો લઇને બેસવા તો દો, ત્યારપછી પ્રેમમય પ્રભુ જે કરશે તે જોવાયું જશે. પ્રભુ હે! દુકાનનું કોઇ પણ કર્મ મારાથી થશે નહિ, આપ લોકો ખરીદ, વેચાણ, દેવું, લેવું, ઇત્યાદિ કાર્યો કરી જયારે સંધ્યા સમયે કંટાળી જશો ત્યારે મારું કામ પડશે; હું સેવા દ્વારા આવતા દિવસ માટે આપ લોકોને સબલ અને સુસ્થ કરીશ. આના સિવાય અન્ય કાર્ય આ મૂર્ખના હાથમાં વિશ્વાસ મેલી રાખતા નહિ. આપે જ તો વારંવાર કહ્યું છે કે "હવે તો વયમાં આવ્યો છું", તે ખરું છે પ્રભુ. પ્રેમનો ભંડાર તો આપ લોકોનો જ છે, હવે જાતે જ તેનું દાન કરવાનો ભાર લઇ લો; અમે હાથે હાથે ઊંચકીને આપતા જઇશું, અને તમે લોકો દાન કરતા જજો. વયમાં આવ્યા પછી પિતૃધન તપાસી લેવું એ જ વિધિ છે. આજે અમે નિશ્ચિંત થયા. આપ લોકો આપનું પોતાનું કાર્ય આપના પોતાના હાથમાં લઈ લો. આપ લોકો આપની દુકાન હવે સંભાળી લો.

આપ લોકો કાર્યમાં રોકાયેલા રહેજો અને અમે "જય નિતાઇનો જય, જય દુકાનદારનો જય," એમ બોલી નરહરિની માફક માર ખાઇશું; એ જ પ્રાણની ઇચ્છા છે. દયા કરો અને–અને દાનપત્ર એક વાર હાથમાં ધરો. પ્રભુપાદ અતુલકૃષ્ણને મારા પ્રણામ જણાવી તેમને પણ નિવેદન કરજો અને મારી પ્રાર્થના જણાવજો. તેમને કહેજો કે સકલ શકિત એકત્રિક કરી એક વાર નાટકના તકતા ઉપર પધારે, દુકાન સજાવે, એક વાર આવી જોઈ કરીકારવીને જે કર્ત્તવ્ય હોય તે કરે. વિના મૂલ્યે વેચણી કરવી કે મૂલ્ય લેવું તે આપ લોકોની ઇચ્છા પર છે, છતાંએ આ દાસની ઇચ્છા એવી છે કે જયાં સુધી સારો સમય ન આવે, ગરીબોની ભીડ જયાં સુધી થોડીક કમી ન થાય ત્યાં સુધી સામાન્ય મૂલ્ય રાખવું સારું, નહિ તો જે જાતનો ખરાબ સમય આવી પડયો છે, ચારે બાજુએ જે હાહાકાર થાય છે તેમાં વિના મૂલ્યે દાન કરવાનો આરંભ કર્યાથી આપ લોકો દિનરાત વિશ્રામ કરી શકવાના નથી અને તે અમારા પ્રાણને સહ્ય થશે નહિ. દાસનો તો આ મત છે છતાંએ આપ લોકોનું ધન છે તો આપ લોકોને જેમ યોગ્ય લાગે તેમ કરો. પ્રભુ હે ! દુકાન ઉઘાડો, હવે વિલંબ શા વાસ્તે ? એક વાત કહું. જગન્નાથના આવા મોટા રાજયમાં એક યોગ્ય સ્થાન મળેથી ચિરસ્થાયી ભાવથી દુકાન કાઢવાની ઇચ્છા હતી; જગન્નાથ મારી તે ઇચ્છા શું પૂર્ણ નહિ કરે ? બીજે કોઇ પણ સ્થળે શું સ્થાન મળશે નહિ ? સમુદ્રના આવા

મોટા કિનારે ન મળે તો ભલે ન મળે. પછી તો આપ લોકોની જેવી ઇચ્છા હોય તે પ્રમાણે કરજો. પ્રભુ! આપ લોકોનાં યશ અને કીર્તિ ચિરસ્થાયી થાઓ એ જ ઇચ્છા અને તે દયામય નિકટ પ્રાર્થના.

આપ લોકોનો દાસ

હર

## પત્રાંક ૪

### પ્રિય શ્યામલાલ (શ્રીયુક્ત શ્યામલાલ ગોસ્વામી—
—ચુંચુડા)

તમારો પત્ર મળ્યો છે અને તમે સારી પેઠે છો સાંભળી બહુ જ આનન્દિત થયો છું.

ભીષણ વાઘ, સિંહ, ઇત્યાદિ ભયાનક જાનવરોથી પૂર્ણ નિબિડ (ગાઢ) જંગલમાં બે મજલાનું એક પાકું ઘર તૈયાર કરી તેના ઉપલા મજલામાં બેસી પશુગણોનું સ્વચ્છંદ વિચરણ જોવાથી જેવો આનંદ થાય છે, ત્યાં રહીને પશુગણ દ્વારા હુમલો થવાનો કોઈ પણ જાતનો ભય રહેતો નથી, ઉલટું ઇચ્છા થતાં આપણે પોતે તેઓ ઉપર હુમલો કરી શકીએ અને વેર લઇ શકીએ, તે જ પ્રમાણે માયાના આ રમ્ય કાનનરૂપ સંસારમાં જેઓએ સુદૃઢ અને પૂર્ણ નિરાપદ કૃષ્ણપાદપદ્મનો આશ્રય કર્યો છે, તેઓ આનંદથી માયાનો વિહાર જોઈ આનંદથી અધીર થાય છે; માયા તેઓનું કાંઇ પણ કરી શકતી નથી, ઉલટું તેઓ જ સમયે સમયે માયાને માથામાં નાખી મજા અનુભવે છે. માટે કહું છું કે જેઓ આ પ્રકૃત આનન્દ ભોગ કરવા ચાહતા હોય તેઓએ સમય રહેતા રહેતા નિરાપદ કૃષ્ણપદનો આશ્રય કરવો; નહિ તો માયાના હાથમાં પડી અનેક કષ્ટો પ્રાપ્ત થશે. રામના

દર્શનથી સર્વે ભૂતો લયને પ્રાપ્ત થાય છે, તેથી કરીને જે પ્રમાણે રામ નામ સાંભળવા માત્ર ભૂતગણ દૂર પલાયન કરી જાય છે તે જ પ્રમાણે કૃષ્ણ નામ સાંભળવા માત્ર માયા પણ દૂર પલાયન કરી જાય છે. માટે કહું છું કે જ્યાં સુધી સુદૃઢ એવા તે કૃષ્ણપદનો આશ્રય ન થાય ત્યાં સુધી કાયા–મન–પ્રાણથી કૃષ્ણ નામનો આશ્રય કરી ચાલવું એ જ સર્વનું કર્ત્તવ્ય છે. માયાના હાથમાંથી છટકવાનો આ જ એકમાત્ર ઉપાય જાણી અહરહઃ કૃષ્ણ નામ લેતા રહો. માયા શૂન્ય સ્થાન જ કૃષ્ણનું આલય છે, તેથી કરીને જ્યાં કૃષ્ણનામ હોય ત્યાં તેઓ નિશ્ચય જ રહે છે કારણ કે નામ સાંભળી માયા પલાયન કરે છે; માટે જેઓ સદા નામ કરે છે તેઓ કૃષ્ણ–રાજ્યમાં જ વાસ કરે છે. આ વિષયમાં કશો સંદેહ નથી. કૃષ્ણનો આશ્રય કરીને સમસ્ત તીર્થો રહ્યાં છે, માટે જ્યાં કૃષ્ણ નામ થાય છે ત્યાં સકલ તીર્થો આવિર્ભૂત થાય છે; તે કારણથી જ શાસ્ત્ર કહે છે કે જેઓ કૃષ્ણનામ કરે છે તેઓ પલકે પલકે સકલ તીર્થોમાં સ્નાન કરે છે. આવો ઉપાય હોતાં કોઇને પણ હતાશ થવાનું કારણજ નથી. નિતાઇએ દયા કરી આપણે માટે આ વિસ્તૃત માર્ગ તૈયાર કરી રાખ્યો છે; નિત્યાનંદનું આ દેવું ચૂકવી સર્વે તે માર્ગે ચાલ્યા જાઓ, કૃતાર્થ થવાશે. કૃષ્ણના કિલ્લાના દ્વાર રક્ષક મારા નિતાઇ છે; તેઓ જેના પણ મુખથી કૃષ્ણ નામ સાંભળે છે કે તરતજ તેને કિલ્લામાં ખેંચી લઇ ભય શૂન્ય કરે છે. નામ કર્યાથી જ નિતાઇની દયા

પ્રાપ્ત થશે, આમાં સંદેહ નથી; અને નિતાઇએ દયા કર્યાથી સુવર્ણની કાંતિવાળા ગૌર, પ્રેમ આપી હૃદય સરસા ચાંપી લેશે. આવો સુયોગ કોઇ કદી ન મૂકે. પૂર્વે, લોકોએ–કોઇએ ૬૦ હજાર વર્ષો સુધી તો કોઇએ લાખ વર્ષો સુધી–તપસ્યા કરી ફળ મેળવ્યું છે; આજે આપણે ૬૦ મિનિટની પણ ખબર રાખતા નથી, માટે તપસ્યા એક રીતે જોતાં આપણે માટે અસંભવ છે એમ જાણીને જ દયાળુ નિતાઇ, એક પલકમાં રાજા થવાનો ઉપાય કહી ગયા છે. તે ઉપાય અવલંબન કરવો એ શું ઉચિત નથી? આના સંબંધમાં વધુ કહેવું આવશ્યક નથી; નામ કર્યાથી જ તમે પોતે જ જાણી શકશો. જ્યારે મન અતિશય ચકકરમાં પડે ત્યારે તમે લોકો એકત્ર બેસી હરિકથા કરજો, એમ થયાથી મન તરતજ પોતાને ઠેકાણે આવી જશે અને નિશ્ચિંત થવાશે. નિત્યાનંદ બહુ જ દયાળુ છે, માગ્યા વગર જ પ્રેમ આપે છે; માટે નિતાઇ-પદનો આશ્રય કરવામાં વધુ વિલંબ કરતા નહિ. પાગલ માફક મેં અનેક જે તે વાતો કહી દીધી, દોષ લેતા નહિ. * * * * * આનંદ મનથી કૃષ્ણનામ લેતા રહો, એ જ મારી ઇચ્છા અને પ્રાર્થના છે. સર્વેને મારો પ્રેમ નિવેદન કરજો.

તમારા લોકોનો

હર

## પત્રાંક ૫

**શ્રીયુકત રજનીકાન્ત ઘોષ,** વકીલ, કુમિલ્લા–

આપને શું કહી સંબોધન કર્યાથી આપનું યોગ્ય માન જળવાય તે હું જાણતો ન હોવાથી ચૂપ રહ્યો છું. મહાશય, આપનો સ્નેહ અને દયાથી પૂર્ણ પત્ર વાંચી બહુ જ આનન્દિત થયો છું અને મારો ઉદ્ધાર કરવા બીજા એક જણ નિકળ્યા છે જાણી આનન્દથી અધીર થયો છું. મહાશય, ભાર જેટલો વધારે હોય છે તેટલા જ પ્રમાણમાં તેને ખેંચવાની શકિત અને બાંધવાની શકિત વધારે હોવાની જરૂર હોય છે; માટે જ મને લાગે છે કે તે દયામય હરિ કૃપા કરી આ પૃથ્વીનો ભાર ઊંચકવા માટે આટલી શકિત ચારે બાજુથી એકત્ર કરે છે, હવે મને ચિંતા રહી નહિ. ગજ અને કૂર્મની કથાના ગજ ઉદ્ધાર પ્રમાણે પ્રભુની દયાથી મારો ઉદ્ધાર થશે એવી આશા થઇ છે. હવે આપ લોકો નિકટ મારી એ જ પ્રાર્થના છે કે પ્રભુના આદેશે મને ખેંચી લઈ ઊંચકવા આવ્યા છો તો જોજો કે નિર્દય થઈ રસ્તા વચ્ચે મારો ત્યાગ કરતા નહિ. મને ઊંચકી લેવાથી આપ લોકોની યશકીર્ત્તિ ચિરસ્થાયી થઈ રહેશે.

મહાશય, ગમે તેટલો હોશિયાર છોકરો હોયને, છતાંએ પરીક્ષાના ભયથી તેને ગભરાવું તો પડે જ છે;

તે જ પ્રમાણે ગમે તેવો મહાપુરુષ હોયને અને કૃપાપાત્ર પણ હોયને, છતાંએ આ પરીક્ષાના સ્થળ પૃથ્વીમાં આવતાં જ વચ્ચે વચ્ચે તેને ભીત અને વ્યાકુલ થયા વગર રહેવાતું જ નથી. આપ લોકોને સમયે સમયે કષ્ટ થવું તે પણ આ નિયમને વશવર્તી છે એમાં સંદેહ નથી. આને માટે દુઃખિત થતા નહિ. હોશિયાર છોકરા પ્રમાણે સારી રીતે પરીક્ષામાં પાસ થઈ યશની વૃદ્ધિ કરાવવા માટે જ તો પ્રભુનો આ ખેલ છે તેઓ ચાહે છે કે સર્વે પરમ પવિત્ર થાઓ અને તેમના ખેલના સંગી થાઓ. તેથી કરીને તેઓએ ઇચ્છાથી સર્વેને શિક્ષાલાભ મળે તે માટે આ વિદ્યાલયમાં મોકલ્યા છે; પાસ થયા કે ઉપયુક્ત કર્મ આપી પોતાના મંડળમાં દાખલ કરી લે છે અને જેઓ પરીક્ષામાં વારંવાર નાપાસ થાય છે તેઓને માટે દુઃખિત થાય છે; પોતાના મંડળના તરીકે તેઓની ગણના કરતા નથી એ વાત સત્ય, પરંતુ તેથી કરીને તેઓ ઉપરથી દયા અને સ્નેહની નજર ઉઠાડી લેતા નથી. એક વિદ્યાલયમાંથી અન્ય વિદ્યાલયમાં મોકલે છે. આનું જ નામ યોનિ-ભ્રમણ. Evolution Theoryનો સૂત્રપાત (આરંભ) આ જ વિચારમાંથી થયો હોય એ વિશેષ સંભવ છે. તેમની દયા સંબંધે કદી પણ અવિશ્વાસ ન થાય. મનુષ્ય જીવન તે Entrance, તેનાથી ભિન્ન તે Primary, અને સ્વર્ગ તે College life છે પરંતુ એ ત્રણે પ્રભુના સાન્નિધ્યમાં નથી. વિદ્યાર્થીગણ જેમ Entrance પછી પોતપોતાની વધતી ઓછી યોગ્યતા

પ્રમાણે future career નક્કી કરે છે તે જ પ્રમાણે પોતપોતાનો ઊર્ધ્વ કે અધઃપથ નક્કી કરવાનો ખરો સમય મનુષ્ય જીવનમાં જ છે; એટલા માટે જ મનુષ્ય થયે સાવધાન થવું પડે છે, નહિ તો મનની વાસના પૂર્ણ થતી નથી. મનુષ્ય થવાથી જ પોતપોતાનો પથ ઘડી લઇ શકાય છે તેથી જ તો શાસ્ત્રમાં "દુર્લભ માનવ જીવન" કહ્યું છે; મનુષ્ય સિવાય બીજા કોઈની એ શકિત નથી. દેવતાઓ પણ એ શકિત ખોઈ બેઠા છે; નરકવાસીઓ પણ એ શકિત ખોઈ બેઠા છે, આ બંને લોકોને સ્વતંત્રતા નથી; એક જણ ચાકર તો બીજો કેદી છે. માટે કહું છે કે મનુષ્ય જીવન જ School life and really free life છે. મહાશય, મનના આવેગથી પાગલની માફક જે સર્વે અજુક્તિપૂર્ણ વાતો મેં કહી તેને પાગલની વાતો સમજી તેનો અનાદર કરજો અને મારી શેખી માફ કરજો એ જ પ્રાર્થના. છેવટનું નિવેદન એ જ કે મનુષ્ય જીવન મેળવ્યું છે તો પ્રકૃત (ખરેખરા) મનુષ્ય થઈ આપના મનોરથો સફળ કરો. આવો સુયોગ પાછો મળે કે નહિ તે કહી શકાય નહિ. આ જીવન મેળવ્યા છતાંએ જેઓ મુખથી "કૃષ્ણ" "હરિ" બોલતા નથી તેઓ જ તો ખરા ઠગાયા છે તેમાં સંદેહ નથી. હું તો આ છેવટના દલનો પ્રધાન નેતા છું. ભોગ ભોગવી ચૂકેલો એવો હું છું, તેથી ચિત્કાર કરી કહું છું કે મારી અવસ્થા જોઇ સર્વે સાવધાન થજો. હરિ નામ કરવા આવ્યા છીએ તો પછી હરિને ભૂલી રહેવું નહિ. પાપીની

વાતો જ ખરેખરી શિક્ષાનું (બોધનું) Lecture છે–કારણ કે તે ભોગ ભોગવી ચૂકેલો છે. દારૂડીઆના મુખથી દારૂના દોષોની વાતો સાંભળી લખો લોકો સાવધાન થઇ શકે તેમ છે. માટે કહું છું કે મહાશય, મારી વાત સાંભળી અને મને જોઇ મને લાગે છે કે અનેકને લાભ થઈ શકે તેમ છે; તેથી જ માર્ગમા ઊભો રહીને હું આ ચિત્કાર કરું છું. લક્ષ કષ્ટમાં પડયા છતાંએ કોઈ લક્ષ્યભ્રષ્ટ ન થાઓ. મોજાં ઉપર મોજાંઓ ધસી આવ્યા છતાંએ જે ઉદ્દેશે આવ્યા છીએ તેમાંથી પદસ્ખલન ન થાય. કાયા–મન–પ્રાણુથી હરિનામમાં વિશ્વાસ રાખી અહરહઃ તે નામમાં ઉન્મત્ત રહેવાથી આનન્દની સીમા રહેતી નથી. તે સમયે આ પૃથ્વીની છેવટની સજા પણ ભય દેખાડી શકતી નથી; સર્વ કાંઇ આનંદપૂર્ણ નજરે પડે છે, ત્યારે આત્મહારા થઇ આનંદમાં મત્ત રહેવાય છે. આપ લોકો તે આનંદ ભોગ કરો, હું નરકમાંથી પણ તે જોઇ શકું; તે સમયે માત્ર મને રાખીને નરકના અનન્ત કીટો પણ જો ચાલી જશે તો તેમાં પણ મને અપાર આનન્દ મળશે એમાં સંદેહ નથી. કુક્કુરના દુર્ગન્ધમય સ્થાનના વાસ જેવું નરક મને કોઇપણ ભય દેખાડી શકવાનું નથી, તે સ્થાનમાં જ હું આનંદમાં રહીશ. માટે કહું છું કે મને એકલો રાખીને આપ લોકો હરિ નામના બલથી સમસ્ત પાપીઓનો ઉદ્ધાર કરો તે હું જોઉં. કૃષ્ણ તે શુભદિન મને દેખાડે એ જ આશામાં રહ્યો છું. આપ લોકો મહાપુરુષ અને કૃષ્ણના પ્રિયપાત્ર છો તેથી જ તો આપ લોકોનો આટલો

અનુરાગ છે. મહાશય, રાજા મહારાજાઓને જ અધિક અભાવ હોય છે તેથી જ તો આપ લોકોની આ "હાય," "હાય," છે. ગરીબને તો કેવળ માત્ર પેટની જ ચિંતા હોય છે, પેટ ભરાયું કે પછી તેઓને અભાવ રહેતો નથી. આપ લોકો તો પ્રેમરાજ્યના ધીરધારના ધંધાધારી (મહાજન) છો તેથી જ આપ લોકોને આટલી ભાવના અને આટલો ભય રહે છે, અમારે તો ઉધાર બાજુ જ નહિ તેથી નિશ્ચિંત છીએ. હવે તે દયામય નિકટ છેવટની પ્રાર્થના એ જ કે આપ લોકો મહાજન તો થયા છો, હવે મહા મહાજન થાઓ. તે વેળાએ શ્રીમતીના માફક રાત્રિદિવસ રોશો અને પલકે પલકે આપ લોકો આપને પોતાને જાણે ખોઇ બેસશો. મને આપ લોકોનો આશ્રિત સમજતાં છતાંએ સ્મરણમાં રાખશો; આ જ માત્ર નિવેદન.

આપલોકોનો

હર

## પત્રાંક ૬

**બાબા (રજની બાબુ),**

આપનો સ્નેહપૂર્ણ પત્ર વાંચી બહુ જ આનન્દિત થયો છું. બાબા, જ્યારે કોઇ માણુસ કોઇ પણ જાતનો અભાવ ખરી રીતે અનુભવ કરે છે, ત્યારે તે દયામય કૃષ્ણ નિશ્ચય તે પૂરણ કરી આપે છે; આમાં કશો સંદેહ નથી. જે દિવસ સુધી જીવ કૃષ્ણ બહિર્મુખ રહે છે તે દિવસ સુધી તે સાંસારિક ઉન્નતિના માર્ગે લાલાયિત થઈ અગ્રેસર થવાનો પ્રયત્ન કરે છે, પરંતુ બાબા, એક-વાર કૃષ્ણનું નામ લીધા પછી, આ સર્વ તેને સારૂં લાગતું નથી, ત્યારે તો તે સર્વમાં જાણે કે કોઈ કેવી જાતનો અભાવ અનુભવ કરે છે અને સર્વ છોડી કંઇક શાન્તિ ખોળતો રહે છે. આજ કૃષ્ણ નામનું એક-મહાત્મ્ય છે. આપની પણ હવે આ અવસ્થા થઈ છે માટે જ તો આવો શોખનો વકીલનો ધંધો છોડી કોઇ જાતની શાન્તિની એક નોકરી શોધો છો અને આગળ જતાં આમાં પણ આસ્થા ઓછી થઇ જઇ નિર્જન વાસની જ અભિલાષા કરશો. મનુષ્ય જ્યાં સુધી ખરો હીરો ઓળખી શકતો નથી ત્યાં સુધી સામાન્ય કાચના ટુકડાને હીરો સમજી તેનાં આદર જતન કરે છે અને તેને જ મૂલ્યવાન સમજે છે, તેની જ ખોળમાં વ્યસ્ત રહે છે;

એક વાર હીરો ઓળખી લીધો કે પછી તેને કાચ વીણવાની ઇચ્છા થતી નથી. તે જ પ્રમાણે જ્યાં સુધી જીવ કૃષ્ણ પથે દોડી છૂટતો નથી ત્યાં સુધી જ આ સકલ પાર્થિવ લાભ અને ઉન્નતિ માટે કેટલાએ પ્રયત્નો અને કેટલાએ અન્યાય કાર્યો કરી પોતે ઠગાય છે. બાબા, કૃષ્ણ બહુ જ દયામય છે. જીવનો સ્વભાવ એવો છે કે તે આ સર્વ ઝંઝટ લઇને આનંદમાં રહે છે; પરંતુ દયામય હરિ તેને ચિરજીવન આ ભ્રમમાં રહેવા દેતા નથી, એક વાર આના વિષમય ફલનો સ્વાદ ચખાડે છે, પરંતુ જ્યારે તે વિષથી નખાઇ જઈ તદ્દન બેહોશ થઇ પડે છે કે તરત જ નિજ નામ અને પ્રેમ આપી તેનું આ વિષ નષ્ટ કરે છે અને સત્ય પથે તેને ખેંચી લાવે છે. જુઓ જોઇએ, આવો દયાળુ બીજો કોઈ છે ખરો? માટે નિવેદન એ જ કે સકલ ભૂલી તે દયામયનું નામ લો અને કાયા—મન—પ્રાણથી તેમના થઇ જાઓ—પરમાનંદમાં તણાઇ જશો. વધુ શું બાબા, આ દુનિયાના દિવસો તો કોઈ પણ પ્રકારે વહી જશે ને જશે જ, પછી ભલેને સુખમાં જાય કે દુઃખમાં જાય, પણ દિવસો તો ચાલી જવાના જ; તો પછી વધુ વાર ભૂલમાં શા વાસ્તે રહેવું, શા વાસ્તે નિજ હિત જોયા વગર ગાંડા માણસની માફક "હાય," "હાય" કરી રખડવું. જયારે તે પ્રાણવલ્લભને માટે પ્રાણે રોવું શરૂ કર્યું છે તો વધુ વાર બેસી રહ્યા વગર તેમને માટે આગળ કૂચ કરવી એ શું ઉચિત નથી? જયાં સુધી બાલિકા હોઇએ ત્યાં સુધી સ્વામીનું નામ સાંભળી ભય થાય, ત્યારે તો

સ્વામીના આદર જતન અને મધુર વ્યવહાર કરતાં, ખેલા-
શાળાની રમત ગમતો સારી લાગે એ વાત ખરી પણ
બાબા, આજે હવે, એ સર્વ સારું લાગે ખરું ? આજકાલ
જયારે સ્વામી માટે ભાવના કરવા શીખ્યા છો, જયારે
સ્વામી એટલે શું તે જાણ્યું છે તો પછી શા વાસ્તે બેસી
રહેવું ? તેમને મેળવવાનો પ્રયત્ન કરવો એ જ સર્વપ્રકારે
ઉચિત છે. હવે તો દૂતીની જરૂર થઇ પડી છે; માટે જ
મારું નિવેદન એ કે, જે સર્વે લોકો પ્રભુની કથા કરે છે
અથવા પ્રભુનું તત્વ જાણે છે તેઓ પાસે તલાશ કરો,
પ્રભુની રહેવાની જગા જાણી શકશો. આ સર્વે લોકો
નાના છે, મોટા છે, એવો વિચાર કરતા નહિ; એ લોકોમાં
"બ્રાહ્મણ" "ચંડાલ", એમ કરી ચૂંટવા બેસતા
નહિ. જેઓને પણ એ પથે જુઓ તેઓને વ્યાકુલ પ્રાણે
પ્રાણવલ્લભની વાત પૂછજો. કોઇ કોઇ તો મુંગા મુંગા
ચાલી જશે ખરાં, પરંતુ વળી બીજા કોઇ આપનો આદર
કરી હાથ ધરી પ્રાણબંધુની પાસે લઇ જશે અને નૂતન
દાસી કરી પ્રેમમયની પ્રેમ સેવામાં નિયુકત કરશે; ત્યારે
તમે કૃતાર્થ થશો, ત્યારે સર્વ જવાલા શમી જશે, ત્યારે
પ્રાણવલ્લભના મધુર આલાપ અને જતનથી ભાનભૂલા
થઇ પડશો. માટે કહું છું કે બાબા, હવે વધુવાર બેસી
રહેવાથી ચાલશે નહિ, હવે તો વ્યાકુલ પ્રાણે પ્રાણનાથ
માટે દોડી છૂટવું જોઇએ. હવે વધુ સમય નથી, સૂર્ય
લગભગ અસ્ત થવા આવ્યો છે. અંધારું થયા પછી માર્ગ
ઓળખી શકાશે નહિ, કારણકે તે માર્ગ આપણે સારી

રીતે જાણુતા નથી, તે વેળાએ અનિચ્છા છતાંએ હંમેશના ટેવાઇ ગયેલા માર્ગે આવી પડવાનું થશે, તેમ થયા પછી પ્રાણવલ્લભની સાથે મેળાપ થશે નહિ, વળી પાછું ક, ખ, થી આરંભ કરવો પડશે. હજી સમય છે માટે જ તો જરા ઉતાવળે પગલે ચાલવું જોઇએ. જો માર્ગના સાથી (સંગી) ચાહતા હો તો મારાં માને નિજ સંગિની કરજો. તેમને પણ કહેજો કે વિલંબ ન કરે, બંને જણુનાં એક મન અને એક પ્રાણ થયા વગર ત્યાં જવાતું નથી. એક પલકના વિલંબથી લક્ષ યોજનનું અન્તર પડી જાય છે. માટે મારાં માને કહેજો કે તેમના આ પાગલ પુત્રની વાત સાંભળી આપની સાથે હળીમળીને આગળ કૂચ કરે, તેમ થયાથી જ કૃતાર્થ થવાશે.

આપનો સ્નેહી

દેર

## પત્રાંક ૭

**બાબા ( રજની બાબુ ).**

ધર્મશાળામાં પથિકના રાત્રિવાસની પેઠે આ પૃથ્વીના જે કેટલા દહાડાઓ હોય તે કોઇ પણ પ્રકારે કાઢી નાખી વળી પાછી કૃચ કરવા માટે સબલ થવું એ જ બુદ્ધિમાનનું કાર્ય છે, પરંતુ જેઓ સામાન્ય સામાન્ય કારણને લઇ વિવાદ વિસંવાદ કરી રાત્રિ ગાળે છે તેઓ તો બંને બાજુથી માત્ર ઠગાય છે: નથી વિશ્રામ લઇ શકતા, નથી થાક ઉતારતા કે નથી દ્વિતીય ગમનને માટે સબલ થઇ શકતા. માટે નિવેદન એ જ કે આ પૃથ્વીના કોઇ પણ કાર્ય માટે બહુ ચિન્તિત ન થતાં અહરહ: હરિપાદપદ્મની ચિંતા કરી સબલ અને સુસ્થ થવું એ જ બુદ્ધિમાનનું કાર્ય અને સર્વતોભાવે વિધેય છે. બાબા ! આ પૃથ્વીમાં જે કેટલાં કાર્યો કરવા માટે આવ્યા છીએ તે, ચિંતા કરીએ કે ન કરીએ છતાંએ, અવશ્ય કર્યાં જવાં પડશે, તો પછી શા વાસ્તે વૃથા ચિંતા કરી અમૂલ્ય સમય નષ્ટ કરવો ? તે સમય હરિનામમાં અને હરિગુણગાનમાં ગાળી જીવનને શા વાસ્તે સાર્થક ન કરવું ? હરિનામ કદાચિત ભૂલતા નહિ; અયોગ્ય સમયે નજીવી પાર્થિવ વાતો લઇ બેસી સમય કાઢવો કોઇને પણ ઉચિત નથી. અવકાશ મળતાં જ કાં તો નિર્જનમાં એકલા બેસી

અથવા તો જેઓ હરિપ્રેમમાં મત્ત છે તેઓના સંગમાં હરિકથામાં અને હરિચિંતામાં મગ્ન રહેવું એ જ ઉચિત છે. હરિનામ કરતાં કરતાં હૃદયમાં નહિ દબાય એવું બલ આવે છે, સકલ પ્રકારના સામાન્ય તેમ જ અસામાન્ય ભયો દૂર પલાયન કરી જાય છે, નિરાનન્દની છાયા પર્યંત પણ નિકટમાં આવી શકતી નથી અને સદાએ પૂર્ણાનંદમાં જીવન નિર્ગમન થાય છે. આટલો લાભ છોડી જેઓ ભય અને અશાન્તિના કારણ સંસારની ચિંતામાં જ સમય ગાળે તેઓ જ ખરેખરા ભ્રાન્ત છે તેમાં કશો સંદેહ નથી. હરિ બોલતાં બોલતાં સામાન્ય કૌપીન પર્યંત પણ રહેતી નથી એ સત્ય છે પરંતુ તેવા નગ્ન પાગલના પદતલે મોટા મોટા રાજા મહારાજાના રાજ-મુકુટો પણ આળોટે છે; હવે કહો જોઈએ, મોટા શાથી થવાય છે? માટે કહું છું કે બાબા! પૃથ્વીની ઉન્નતિ કે અવનતિ પ્રતિ દૃષ્ટિ રાખ્યા વગર સદાએ વ્યાકુલ પ્રાણે હરિનામ, મધુર કૃષ્ણનામ, લેતા રહો; જોશો કે સકલ દુઃખ દૂર થયું છે અને એક અપૂર્વ આનંદમાં મત્ત થઈ રહ્યા છો. કૃષ્ણનામના જેવી માદકતા કોઈ પણ મદમાં નથી; સામાન્ય મદ એક જણને મત્ત કરે છે પરંતુ એક જણ કૃષ્ણપ્રેમી તો જગતને મત્ત કરી શકે છે. હવે જુઓ કે આવું માદક બીજું કાંઇ પણ છે ખરું? જેના દ્વારા પોતાને શાંત કરી શકાય અને બીજાને પણ મત્ત કરી શકાય એવું કૃષ્ણનામ ભૂલી રહેતા નહિ. તમે પોતે કૃષ્ણનામ લેતા રહેજો અને જેને તેને લેવા કહેજો.

## પાગલ હરનાથ

બાબા, સુવર્ણનો ભાર વહનાર ગધેડાના જેવી મારી અવસ્થા છે પરંતુ આપ લોકો જ મારી આશા અને મારો ભરોસો છો.

મારાં સ્નેહમયી માને કહેજો કે તેમના આ અતિશય દુષ્ટ પુત્રને ભૂલી ન જાય. માના આદરથી જ પિતાનો આદર મળે છે. માટે જ તેમની પાસે આટલી છૂટ લઉં છું; તેઓ મારા પર ચિર દિન સ્નેહ રાખે એ જ માગું છું આગળના કરતાં આજ કાલ માને જરા વધારે આનન્દમયી જોઈ બહુ જ સુખી થયો છું. કૃષ્ણ તેમને પૂર્ણાનન્દમાં ચિરદિન રાખે એ જ માત્ર પ્રાર્થના છે. મારાં ભાઈઓ તથા બહેનોને કહેજો કે તેઓ તેમના ગરીબ મોટાભાઈને ભૂલી ન જાય. તેઓને મારો પ્રેમ આપજો.

આપનો સ્નેહી

હર

## પત્રાંક ૮

### પરમ સ્નેહમયી મા (રજની બાબુનાં સહધર્મિણી),

મા દયામયિ! જગતમાં જેટલાં ગરીબ દુઃખી જુઓ તે સર્વેને આપનાં પુત્રકન્યા સમજી તેઓનું દુઃખ દૂર કરવાનો આપનાથી બની શકે તેટલો પ્રયત્ન કરજો. મા, આ જગતમાં સર્વે કોઇ ખાલી હાથે આવે છે ને ખાલી હાથે વળી પાછા ચાલી જાય છે, અહીંનાં કોઇ પણ ધન રત્ન સાથે જતાં નથી, સાથે જાય છે કેવલ ધર્મ. ગરીબોનું દુઃખ મોચન કરવું એ જ ધર્મનું પ્રધાન અંગ છે. મા! છોકરાંઓની પરીક્ષા કરવા માટે જ પરમ પિતા એક એક જણને ભાંડારી કરે છે અને અન્યાન્ય ભાઇ-ભગિનિઓનો ભાર તેના ઉપર નાખે છે. ભાંડારી નિજ કર્ત્તવ્ય ન કરે તો પિતા વળી પાછા તેને બીજાની દયાના ભિખારી કરે છે અને બીજા ઉપયુકતને ભાંડારીનું પદ આપે છે. માટે મારી પ્રાર્થના છે કે જીવજંતુ ઉપર સદય વ્યવહાર કરી નિજ કર્ત્તવ્ય પાલન કરવાને ભૂલતાં નહિ. તેમ થયાથી જન્મોજન્મ આ પ્રમાણે ભાંડારી થઈ અર્થ અને અન્નવસ્ત્ર છૂટથી દાન કરી શકશો. દયામય પ્રભુ પાસે એ જ માત્ર પ્રાર્થના કે મારાં માબાપ યુગે યુગે આ પ્રમાણે ભાંડારી થઇ અમારા જેવા ગરીબોના પ્રતિપાલનનો ભાર પ્રાપ્ત કરે. અરે મા! આજે આ જીવનમાં

જે કેટલાંક પુત્રકન્યા મેળવ્યાં છે તે જ કેવલ મારાં છે એમ નથી; કારણ કે આવાં પુત્રકન્યાથી પૂર્ણ કેટલાંએ સંસારો લાખ વાર મેળવ્યાં છે અને છોડયાં છે, અને આજે જેઓને મેળવ્યાં છે તેઓને પણ વળી પાછા છોડીશું. કયાં છે મા, જેઓને પૂર્વે છોડી આવ્યાં છીએ તેઓને માટે તો એક વાર પણ વિચાર કરતાં નથી, તેઓની વાતો તો એક વાર પણ યાદ કરી દુઃખિત થતાં નથી, અને તે જ પ્રમાણે વળી પાછાં આજે જેઓને મેળવ્યાં છે તેઓને પણ ભૂલી જઈશું અને તેઓ પણ આપણને ભૂલી જશે; તો પછી શા વાસ્તે આ બેચાર જણને સારું વૃથા ચિંતા કરવી, શા વાસ્તે જગતને નિજનું ન ગણવું, અર્થાત્ આ જગતનાં સર્વે મારાં અને હું પણ સર્વેની. વારંવાર જન્મ લઈ સર્વેની સાથે સંબંધ છે તેથી કરીને જ મારું નિવેદન એ જ કે મા, ગરીબ અને દુઃખીનાં માબાપ થઇ પ્રાણમાં અપાર શાન્તિ મેળવો અને કૃષ્ણને આનંદ આપો, આ સિવાય બીજું કશું તેઓ ચાહતા નથી.

મા, નિજના દુઃખથી આંખમાં જે પાણી આવે છે તે પૂરનાં પાણી છે, જમીનને ફળદ્રુપ કરતાં નથી, ઊલટું જે કાંઈ પાક થયો હોય તેને પણ ડૂબાડી નષ્ટ કરે છે; પરંતુ મા, બીજાને માટે જે પાણી આંખમાં આવે તે તો આકાશની ધારાવૃષ્ટિ સમાં છે, સમસ્ત હૃદયને સિકત કરી (ભીંજવી) ફળદ્રુપ કરે છે અને થોડા સમયમાં તેવા હૃદયમાં કૃષ્ણ–પ્રેમ અંકુરિત થઇ જીવને કૃતકૃતાર્થ કરે છે. હૃદય ખેડવાનો આવો સહજ અને

સરલ ઉપાય બીજો નથી. આવી રીતના આંખના પાણીથી અને કૃષ્ણનામના મહા અસ્ત્રથી હૃદયને સિક્ત કરતાં અને ખેડતાં રહો. જોશો કે કેવું સુખમય ફળ પ્રાપ્ત થશે. નામ ભૂલતાં નહિ; ખાતાં, સૂતાં મધુર કૃષ્ણના નામને પરમ જતનથી નિજ પ્રાણનું ધન કરજો; કૃષ્ણ બહુ જ દયામય છે, તેમની પાસે કશુંએ માગવું પડશે નહિ. તેઓ પોતે જ આપનું હૃદય જાણી સકલ સુખ શાન્તિ આપશે, નિત્ય નૂતન નૂતન આનંદમાં ડૂબી ભાનભૂલાં થઇ જશો. તે દિવસના આનંદની વાત કહીને સમજાવી શકાય નહિ, આપ કરી જુઓ, આપની જાતે જ જાણશો. મા, કૃષ્ણને ભૂલી સ્વર્ગના રાજત્વને પણ નરકસમાન ગણજો. બેચાર દિવસના સુખદુઃખમાં પડી જેઓ ચિરદિનના વિરામ કૃષ્ણપાદપદ્મને ભૂલી રહે છે તેઓના જેવા ભ્રાન્ત બીજા કોણ છે, મા ? પથિક પથશ્રાન્ત થઈ વિશ્રામ માટે વૃક્ષતલ આશ્રય કરે છે; તે જો વિશ્રામ લેવાને બદલે વિવાદ અને વિસંવાદમાં જે થોડો સમય હોય તે ગાળી નાખે તો પછી તેની પથશ્રાન્તિ દૂર થતી નથી, ઊલટી અધિક ક્લાન્તિ આવી પડે છે, પાછી કૂચ કરતાં ગતિ મન્દ થઇ પડે છે અને અધિક કષ્ટ થાય છે. માટે કહું છું કે મા, આ પૃથ્વી તો બે દહાડાની છે, વિશ્રામ સ્થાનમાં આવ્યા છતાંએ—આ નાનો. આ મોટો, એ વિવાદમાં મત્ત રહેતાં વધુ ક્લાન્ત થઇ પડવાનું થાય છે, પાછી કૂચ કરવાને સમયે શકિત પણ રહેતી નથી, ત્યારે સર્વેની પાછળ પડી “ હાય ”,

પાગલ ઈશ્વરનાથ

"હાય", કરવું પડે છે અને અસમયે સંધ્યા આવી પડવાથી અનેક વિપત્તિમાં પડવાનું થાય છે. માટે કહું છું. કે મા, બે દિવસના સુખદુઃખમાં મત્ત રહી અનન્ત સુખને જલાંજલિ આપવી અને અનન્ત કષ્ટને બોલાવી લેવું એ બુદ્ધિમાનનું કાર્ય નથી. હવે તમારા આ પુત્રની એ જ પ્રાર્થના છે કે આ પૃથ્વીનું સર્વસ્વ ભૂલી કૃષ્ણપાદ-પદ્મનો આશ્રય કરી ચિરજીવનને માટે કૃતાર્થ થાઓ. પાગલની માફક ઘણીએ વાતો કહી દીધી, અનેક વાતો કહેવાની રહી ગઈ, આજે વગર છુટકે ચૂપ રહ્યો, ક્ષમા કરજો.

મા, તમારો લાડકવાયો પુત્ર

ઈશ્વર

## પત્રાંક ૯

### પરમ સ્નેહમયી મા ( રજની બાબુનાં પત્ની ),

આપનો પત્ર વાંચી જે અપાર આનન્દ થયો તે તો તે આનંદમય કૃષ્ણ સિવાય બીજા કોણ જાણે ? મા, કૃષ્ણ દિન દિન આપ લોકોને સકલ સુખ અને શાન્તિ આપો. મા રે! ધનથી લોક મોટાં લોક થતાં નથી; જેઓનાં હૃદય મોટાં છે, તેઓ જ તો અતિશય ગરીબ હોવા છતાંએ ખરી રીતે જોતાં મોટાં લોક છે. માટે કહું છું કે મા, પૈસો આપી સકલ સમયે સાહાય્ય ન કરી શકવાથી દુખિત થતાં નહિ; પરંતુ દુઃખીઓને જોઇ હૃદય નરમ થવું જોઇએ. દુઃખીઓનાં દુઃખ ઓછાં કરવાની ઇચ્છા સ્વભાવતઃ ઉદય થવી જોઇએ, પારકાનાં કષ્ટો પોતાનાં કષ્ટો સમાન લાગવાં જોઇએ. આ પ્રમાણે હૃદય નરમ થતાં થતાં પ્રેમમાં તદ્દન ગળી જશે. તે સમયે જોશો કે પૃથ્વીનાં સકલ જીવજંતુઓ આપનાં જ છોકરાંઓ છે, આપ ત્યારે જગજ્જનની થઇ પરમ સુખમાં સમય કાઢશો. મા રે ! છોકરાંઓ હઠ કર્યાથી મા તેઓને મારે છે તેથી કાંઇ એમ કહેવાય કે માનો સ્નેહ છોકરાં ઉપર નથી ? તે જ પ્રમાણે, મા, કોઇ છોકરાને દુઃખી અને કોઇ છોકરાને સુખી જોઈ સમાન આનંદ મેળવશો તો પછી આપ સાહાય્ય કરી શકયાં નહિ એમ કહીને આપને દુઃખ થશે નહિ. માટે કહું છું

કે મા, જગજ્જનની થાઓ. મા! જીવે પ્રતિ સ્નેહ અને પ્રેમ જરા જરા વધારતાં વધારતાં કૃષ્ણ પ્રેમ આવશે; સાધારણ પ્રેમમાંથી વિશ્વ પ્રેમ શીખવવા માટે જ પ્રભુએ ભ્રાન્ત જીવને સંસારમાં પોતાથી પરને અને પરથી અપરને પ્રેમ કરવા માટે સંબંધ સ્થિર કરી આપ્યો છે; પ્રથમ તે પોતાને અને પોતાનાં મા, બાપ, ભાઇ, બહેનને પ્રેમ કરે છે. ક્રમે ક્રમે પ્રેમ વૃદ્ધિ પામતાં આ લોકો ઉપરાંત બંધુબાંધવાને તે પ્રેમ કરે છે, ત્યારપછી વિવાહ થયે ક્રમે ક્રમે વળી એક બીજા સંસારના અનેકને પ્રેમ કરતાં તે શીખે છે, ત્યારપછી પુત્રકન્યાના વિવાહ ઇત્યાદિ દ્વારા વળી બીજાંએ કેટલાંક અપરિચિત એવાં પારકાંઓને પોતાનાં કરી લેવાં પડે છે; એ પ્રમાણે વધતાં વધતાં જ્યારે તે (વચ્ચે રહેલો) જે કેવળ સંબંધ છે તેને છોડે છે ત્યારે તે જ પ્રેમ વિશ્વપ્રેમ થાય છે, ત્યારે કૃતાર્થ થઇ કૃષ્ણ નામ લઇ શકે છે અને અપાર આનંદ મેળવે છે. માટે કહું છું કે મા, પ્રેમ કરવામાં એક પૈસાનો પણ ખરચ થતો નથી, તે તો કેવળ મનને જરા પ્રશસ્ત (મોટું) માત્ર કરવાનું છે; જ્યારે શકિત થાય ત્યારે અર્થદ્વારા, વસ્ત્રદ્વારા, બીજાંઓનાં દુઃખ દૂર કરજો અને સર્વ સમયે બીજાંઓનાં દુઃખથી દુખિત થઇ મીઠી વાતોથી તેઓનાં દુઃખ અને કષ્ટ ઓછાં કરજો. એક કેરીનું ફળ પોતાના છોકરાને આપતાં સમયે એક દુખિયારાનું સંતાન જો ત્યાં હાજર હોય તો તેમાંથી તેને થોડુંક આપ્યાથી ચાલી જાય છે, તેમ કર્યાથી કાંઇ પણ હાનિ થતી નથી; પોતાના

છોકરાનાં પાંચ વસ્ત્રો હોય અને બીજાનો છોકરો ટાઢથી દુ:ખી થતો જોઈને તેને જો એક વસ્ત્ર અપાય તો તેમ કર્યાથી પોતાના છોકરાને કાંઈ ખોટ તો પડી નહિ પણ વધારામાં એક ગરીબ ટાઢમાંથી બચ્યો તો ખરો. આ પ્રમાણે આરંભ કરવો પડે છે; ત્યારપછી હૃદય પોતાની મેળે જ કોમળ થઈ પડે છે.

મા, કૃષ્ણનામ કદાચ ભૂલતાં નહિ, સદાએ એ નામમાં ડૂબ્યાં રહેજો, જોશો કે સકલ સુખ આપને પ્રાપ્ત થશે અને મનની સકલ વાસના પૂર્ણ થશે, કશાનોએ અભાવ રહેશે નહિ; કૃષ્ણનામને ભૂલી રાજત્વમાં પણ નરકભોગ સમજજો, અલંકારોની વચ્ચે તુલસીની માળા ગળામાં પહેરજો, તેમ કર્યાથી શરીર અને મન પવિત્ર રહેશે; અને તમારા આ પાગલ પુત્ર ઉપર જરા સ્નેહની દૃષ્ટિ રાખજો.

આપનો સ્નેહી

હર

## પત્રાંક ૧૦

**પરમ સ્નેહમયી મા ( રજની બાબુના પત્ની ),**

આપનો સ્નેહપૂર્ણ પત્ર વાંચી બહુ જ આનન્દિત થયો છું. મા, તમારામાં જો આટલો સ્નેહ નહિ હોય તો શું આ દુષ્ટ છોકરાની મા થઇ શકો ખરાં? મા, મારી માતાઓ બધીએ સમાન છે. આપ સારી રીતે શારીરિક અને સાથે સાથે માનસિક આનંદમાં છો સાંભળી હું કેવો આનન્દિત થયો છું તે પત્રમાં શું જણાવું? મા રે! જેઓ કૃષ્ણનામ લે છે તેઓ જ સર્વ પ્રકારે આનંદમાં રહે છે, કોઇ પણ કષ્ટ અથવા કોઇ પણ ભય તેઓને રહેતો નથી, સદાએ નિશ્ચિંત રહી ઇહજીવન અને પરજીવન જય કરી શકે છે. માટે કહું છું કે મા, આવું મધુર કૃષ્ણનામ કદાચ પણ ભૂલી જતાં નહિ. જ્યારે પણ કામકાજમાંથી અવસર મળે કે તરત જ માળા લઇને બેસજો, મન લાગે છે કે નથી લાગતું તેનો વિચાર કરતાં નહિ, બેદરકારીમાં અથવા અશ્રદ્ધામાં પણ નામ લેવાથી ઉપકાર થાય છે, આમાં કાંઇ પણ સંદેહ નથી. "સાધક કંઠહાર" નામનું પુસ્તક કંઠસ્થ કરવાનો પ્રયત્ન કરજો અને ચાલતાં, બેસતાં, કામકાજ કરતાં કરતાં, મનમાં ને મનમાં તેનું એક એક પદ બોલતાં રહેજો. આ પ્રમાણે કરતાં કરતાં પોતાની મેળે જ ચક્ષુમાં જલ આવશે અને ચક્ષુનું આ જલ પીવાથી ભક્તિ-

બીજ અંકુરિત થઈ ક્રમે પ્રબલા થઇ કૃષ્ણપાદપદ્મ પર્યંત ઊઠશે. મા, ભક્તિ તો લતા છે—પોતાની મેળે ચડી–ઊઠી–શકતી નથી, તેથી કરીને તેને વિશ્વાસ–વૃક્ષની સાથે લગાડી દેજો, ક્રમે તે વૃક્ષને છોડી આકાશમાં ચડશે–ઊઠશે અને કૃષ્ણપદ અવલંબન કરશે. ત્યારે કૃતકૃતાર્થ થઈ આત્મહારા થઇ જશો, ત્યારે પછી સંસાર જેવું લાગશે નહિ. ત્યારે પછી અહીંનાં સુખદુઃખ આપને વશ કરી શકશે નહિ, ત્યારે આપ અહીંના રાજા થઇ સકલ ઉપર હુકમ કરી શકશો. વિશ્વાસ સહિત નામ લેતાં રહેજો. તે દિવસ બહુ દૂર નથી, જલદીથી પ્રાપ્ત થશે. નામ કદી પણ ભૂલતાં નહિ. મા રે! આ જાતની ખેલાશાળા ઘણીએ ઘડી છે અને ભાંગી છે; વધુ શા વાસ્તે; ચિરદિન બચ્ચાં માફક રહેવું એ શું ઉચિત છે? હવે તો સ્વામી પાસે જવા માટે પ્રસ્તુત થવું એ જ સારું છે. મા રે! કૃષ્ણ સિવાય બીજા કોઇએ સ્વામી નથી, થઇ થકવાના પણ નથી; બીજા બધાયે તો પ્રકૃતિ છે. માટે કહું છું કે મા, હવે સ્વામી પાસે જવું એ જ સારું છે, વધુ વાર ખેલાશાળા લઇ બેસવાની ઇચ્છા કરતાં નહિ. આ જાતનાં છોકરાંબચ્ચાંઓ ધનદોલત, બધીએ વાર મળ્યાં છે; ક્યાં છે, જેને જેને છોડી આવ્યાં છો તેમાંના કોઇને માટે પણ એકવાર વિચાર કરતાં નથી! વળી પાછું આ સમસ્ત પણ છોડી જઇશું, કોઇને માટે પણ વિચાર કરીશું નહિ; આ ખેલ વારંવાર ખેલ્યા છતાંએ હજી પણ તૃપ્તિ થતી નથી; આ ચકરી "કૃષ્ણ" બોલ્યા વગર બીજા કશાથી પણ મટવાની નથી. માટે

કહું છું કે મા, નશો છૂટાડવા માટે કૃષ્ણનામ લેતાં રહો, નશો છૂટશે, આંખ પણ ઊઘડશે, ત્યારે બધુંએ જોઇ સમજી શકશો. ત્યારે બીજા કશાથી પણ ભુલાવામાં પડાશે નહિ. મા, ગળામાં તુલસીમાળા ધારણ કરજો. એમ કર્યાથી શરીર નિરોગી અને મન પરમ પવિત્ર રહેશે. તમારા પાગલ પુત્રની વાતોથી દુ:ખ કરતાં નહિ અને તેને ભૂલી જતાં નહિ. મા, મારી માફક તમારી વહુ પણ તમને જોવા માટે અધીર થઈ છે; હું જાણતો નથી કે તે અમારાં નસીબમાં છે કે નહિ. મા, આ વખતે પૂજાના તહેવારોની રજા સમયે એક વાર વૃન્દાવન દર્શન કરી આવો તો સારું અને તેની સાથે સાથે જો પૂરી અને નવદ્વીપ પણ દર્શન થઈ જાય તો પ્રાણમાં અનેક શાન્તિ મળશે. તીર્થદર્શનનું ફળ જ પ્રાણમાં અપાર શાન્તિની પ્રાપ્તિ. જો આપને અગવડ ન હોય તો એક વાર પ્રયાસ તો કરજો. વૃન્દાવન ગયાથી અટલની સાથે મેળાપ થશે તે પણ એક આનંદ છે. મારાં ભાઇઓ તથા બહેનોને મારો પ્રેમ જણાવજો.

આપનો લાડકવાયો પુત્ર

હર

## પત્રાંક ૧૧

**બાબા ( રજની બાબુ ),**

આપને પાર કરવાને એક કૃષ્ણ સિવાય બીજું કાઇએ સમર્થ નથી, તેઓ જ માત્ર પોતાની અને બીજાની ગાયો હંકારી શકે છે. આહા, આવા દયામયને ભૂલી જતા નહિ. બાબા, આપની એક વાત સાંભળી દુખિત થયો છું. આપે લખ્યું છે કે આપ દયા મેળવવા માટે ગયા પણ ઠગાયા છો, આ વાત સત્ય નથી. બાબા, ઊલટું જો એમ લખ્યું હોત કે ઠગાઈ કરી છે તો ઠીક થાત; આપ ઠગાયા નથી, ઊલટું તેઓ જ ઠગાયા છે. સાધુઓની પાસે જઇ આપને ઘણો લાભ જ થયો છે. આપને બતાવી આપ્યું છે કે તે રાજ્યનું કોઇ પણ દ્રવ્ય આ પૃથ્વીના ધનરત્નના બદલામાં મળતું નથી. બાબા, એક ગાંડાને જોઇને તદ્દન શાંત અને સારો માણસ પણ સમયે સમયે તેને ચીડવવા જાય છે અને તેને લઇને મજા કરે છે. જે વ્યક્તિ તુરતાતુરત જ સ્વર્ગ માગે તે પાગલ નહિ તો પાગલ બીજો કોણ ? માટે મને લાગે છે કે આપને જ્ઞાન આપવા માટે જ પ્રભુએ દયા કરી તે ખોટો માર્ગ દેખાડી જીવનપર્યંત તમારે માટે તે બંધ કર્યો છે. હવે એક વાર વિચાર કરી જુઓ કે તે લોકો આપના બંધુ છે કે શત્રુ ? તેઓએ ઠગાવાનો માર્ગ જો નહિ

દેખાડયો હોત તો આજે પણ ઘણુંખરું તે પથે જ ચાલતા હોત અને કૃષ્ણ નામ લેવાનું થાત નહિ. કૃષ્ણ સ્વયમ્ તે લોકોનું રૂપ ધરીને આપને ખરે પથે લઇ આવ્યા છે. હવે આને માટે એ સર્વે સાધુઓ નિકટ કૃતજ્ઞતા દેખાડવી એ આપનું કર્ત્તવ્ય છે, ઘૃણા કરવી એ ઉચિત નથી. બાબા, કોઈ પણ સાધુ વેશધારીની કોઇ પણ પ્રકારે ઘૃણા કરતા નહિ, કારણ કે સાધુ અસાધુ ઓળખવાની આપની શકિત નથી. જો ખરા સાધુને અસાધુ ગણી તેની અવજ્ઞા કરશો તો તેમ થયેથી અપરાધ થશે. માટે કહું છું કે બાબા, જ્યાં સુધી જુદા જુદા સર્પોનો અને તેઓની પ્રકૃતિનો નિર્ણય ન જાણી શકાય ત્યાં સુધી સર્પને નિહાળીને દૂર જ રહેવું એ જ ઉચિત છે; નહિ તો, આને વિષ નથી, પેલાને વિષ નથી, એમ કરતાં કરતાં કદાચ કોઈ દિવસે ભયાનક ઝેરી સર્પની અવજ્ઞા કરવા ગયા તો જીવન ખોઈ બેસવાનું થશે. માટે કહું છું કે બાબા, સર્પથી દૂર રહેવામાં જ સાર છે, સાધુઓ વિષે વિચાર કરતા નહિ, જ્યાં સુધી સર્પ ધરનાર (મદારી) થાઓ નહિ ત્યાં સુધી કોઇ પણ સર્પને પકડવા જતા નહિ; આ જ મારી એક પ્રાર્થના છે. આપને ભલે શ્રદ્ધા ન હોય, ભલે આપ કાંઈ આપી શકતા ન હો, પરંતુ તેઓ વિષે કોઇ પણ **cutting remark** કરવો નહિ, વાકય-દ્વારા કોઇના અન્તરમાં મિથ્યા આઘાત કરવો નહિ. ઊલટું કોઇના શરીરને આઘાત કરવો સારો, પરંતુ અન્તરમાં સામાન્ય પણ આઘાત કરવો કોઇ પણ પ્રકારે ઉચિત નથી.

અન્તર એ તો નરમ સ્થાન છે, ત્યાં સામાન્ય કરતાં પણ વધુ આઘાત લાગે છે; અને તે આઘાત હરિ પણ જાણી શકે છે, કારણ કે હરિ સર્વના અન્તરમાં રહ્યા છે. માટે કહું છું કે બાબા, જરા સાવધાન થવામાં જ સાર છે.

આપનો સ્નેહી

હર

## પત્રાંક ૧૨

**પરમ સ્નેહમયી મા (રજની બાબુનાં પત્ની),**

આપનો સ્નેહથી પૂર્ણ પત્ર વાંચ્યો અને તેમાં મારી બહેનની કેટલીક વાતો સાંભળી બહુ જ સુખી થયો છું. મા, તે દયામયની દયાથી જ બહેનને પાછો મેળવી શકયો છું, નહિ તો કાંઈ પણ આશા નહોતી. આ સંબંધમાં જો મેં પૂર્વે લખ્યું હોત તો આપ લોકો અતિશય દુઃખ પામત અને મારી બહેન પણ ભય પામત. આ કારણથી જ હું ચૂપ રહ્યો હતો. ગમે તેમ હોય મા, પણ મારી બહેન બહુ જ ભાગ્યવતી છે. આ કષ્ટની છલનાએ કરી પ્રભુનાં દર્શન પામી છે અને તેમની મધુર વાતો પણ સાંભળી છે; ધન્ય છે મારી બહેનને અને ધન્ય છે એના ભાગ્યને! મારી બહેને જે જે કહ્યું છે તે બધુંએ સત્ય છે, પ્રભુની દયા તે પામી છે. તુલસીના ત્રણ પત્રોમાં મધુર "રાધા કૃષ્ણ" નામ લાલ અળતાથી લખી તેને તુલસીના કયારાની માટી સાથે એક સોનાના માદળિયામાં બંધ કરી તે માદળિયું બહેનના ગળામાં પહેરાવજો, તેનાથી મારી બહેન આ જીવનમાં સૌભાગ્યવતી થશે, એમાં સંદેહ નહિ. મા, આપ લોકો બહેનની વાતોને તાવની ઝુમનો લવારો સમજતાં નહિ, આ બધું સત્ય જ છે. આ બધી વાતો જાણીને જ હું નિશ્ચિંત

હતો. મારી બ્હેન મહાભાગ્યવતી છે, તેને મારો પ્રેમ નિવેદન કરજો. મા, છોકરીનાં છોકરાંબચ્ચાંઓ લઈને આનંદ કરજો; આપની આ આશા પ્રભુ પૂર્ણ કરશે, ચિન્તા નહિ. આજ બાર દિવસ થયાં મારું શરીર બહુ જ નરમ ચાલે છે, શા કારણથી આ પ્રમાણે થાય છે તે તો તે કૃષ્ણ જ જાણે. શરીર તદ્દન રક્તશૂન્ય અને બલ-શૂન્ય થઈ પડયું છે પરંતુ તેને માટે આપ લોકો કોઈ પણ જાતની ચિંતા કરતાં નહિ. જેણે શરીર આપ્યું છે તે જેમ રાખશે તેમ રહેશે. આ સંબંધી આપણી ચિન્તા વૃથા છે; મા, જવાને માટે મને કોઈ પણ જાતનું દુઃખ થશે નહિ, પરંતુ જવા અગાઉ એક વાર આવાં સ્નેહમયી મા અને સ્નેહમય બાપનાં દર્શન કરી જવાથી મનની સઘળી આશાઓ મટત. ગમે તેમ હો, ઇચ્છામયની ઇચ્છા પૂર્ણ થાઓ.

આપનો લાડકવાયો પુત્ર

હેર

## પત્રાંક ૧૩

**બાબા ( રજની બાબુ ),**

આપનો પત્ર વાંચી આપના અન્તરનો ભાવ જાણી કંઇક દુખિત થયો છું. બાબા, સંસારમાં બધાંની આ જ અવસ્થા છે; રાજા શું, કે મહારાજા શું, કે તદ્દન દરિદ્ર શું, બધાંએ "હાય" "હાય" કરે છે, પરંતુ જેઓએ કૃષ્ણપદનો આશ્રય કર્યો છે તેઓ જ આ ઘોર દાવાગ્નિમાં પરમ મધુર વસન્ત અનુભવ કરી કૃતાર્થ થાય છે. બાબા, આ પરીક્ષાના સ્થળમાં ભય નહિ થાય એવો કોઈ જીવ નથી. નિત્ય સુખમાં કોઇ પણ રહી શકતું નથી; આ જ માયાનો ખેલ છે. બિલાડી જેમ ઉંદરનો શિકાર કરી તેને લઇને રમે છે અને એક એક વાર તેને છોડી દે છે, ત્યારે ઉંદર પોતે છૂટયો એમ સમજી આનંદ પામે છે, પરંતુ બીજી જ ક્ષણે વળી પાછો દ્વિગુણ બળથી સપડાઈ જઇ મર્યા જેવો થઇ જાય છે, તે જ પ્રમાણે માયા જીવગણને લઇને ખેલે છે, પરંતુ જેઓએ કૃષ્ણપદનો આશ્રય લીધો છે તેઓની પાસે પહોંચવાનું સાહસ માયાને નથી. પ્રભુના રક્ષિત જીવગણને પ્રહાર કરવા જતાં પોતે જ લાંછિત થઇ ગભરાઇ જાય છે. આપના પાલિત પક્ષીને મારવાને જ્યારે આપની જ બિલાડી ઇચ્છા કરે છે ત્યારે આપ તેની સામે શુ આંખમિંચામણી કરો છો? બિલાડીને શું હાંકી

કાઢતા નથી અને તેની ઉપર ગુસ્સે થઇ તેને શું મારતા નથી? તે જ પ્રમાણે જેઓ કૃષ્ણના પ્રતિપાલ્યમાં ગણાય છે તેઓ ઉપર માયાનું જોર ચાલતું નથી, જોર કરવા જતાં પોતે જ વિતાડિત થાય છે. માટે કહું છું કે બાબા, કાયા–મન–પ્રાણથી કૃષ્ણપદ આશ્રય કરો, કોઇ પણ ભય રહેશે નહિ. ગમે તેટલા જતનથી માયાની સેવા કરો છતાંએ છૂટવાના નથી. મુસલમાન ગમે તેવા જતનથી મુરગી પાળેને, જરૂર એક દિન ને એક દિન જેમ તે તેના ગળા પર છુરી ચલાવશે, તેમ આપણે ગમે તેટલા માયાના પોતિકા હોઇએને છતાંએ માયા કદી પણ દયા કરી છોડી દેતી નથી. વખત આવતાં જ પોતાની મરજી પ્રમાણે હસાવશે અને રડાવશે. માટે કહું છું કે બાબા, જેઓ નિશ્ચિંત થવા માગે છે તેઓ માયાની માયામાં મુગ્ધ ન થાય; માયાનું રાજત્વ જે આ પ્રપંચ જગત છે તેમાં પ્રાણ મન ડૂબાડી ન દે; પ્રાણ અને મનને માયિક જગતમાંથી કાઢી કૃષ્ણપદમાં સ્થાપન કરો, રાત્રિદિવસ ચિંતામુક્ત થઇ રહેશો, સંદેહ નહિ. બાબા, આ પૃથ્વીના દિવસો, પછી તે સુખના હોય કે દુઃખના હોય, બધાંનાયે વહી જાય છે, કોઇના પણ પક્ષે કદી પણ ઓછા વધતા થઇ શકવાના નથી, તો પછી ચિંતા શા વાસ્તે?

બાબા, આ વખતે આપે એક ઊલટી વાત લખી છે. હું અનેક નરનારીઓનો આશ્રય કે આશ્રિત? આપ લોકો છો તેથી જ હું પણ છું, આપ લોકો થકી જ આટલો આનંદ, આપ લોકો જ મારો આશ્રય છો, આપ

લોકો થકી જ તે મેળવી હું મને પોતાને ધન્ય સમજું છું, મારા જેવો અપદાર્થ વળી બીજો કોઇએ નથી.

મારી બહેન માટે એક જ ડાંખળીમાં ત્રણ તુલસીનાં પત્રોની જરૂર નથી, તેમ હોય કે ન હોય, પરંતુ ત્રણ તુલસીનાં પત્રોમાં કૃષ્ણનામ લખી માદળિયું કરી ધારણ કરવા આપજો, તેનાથી જ મારી બહેન મહાઆનન્દમાં રહેશે. બાબા, કમનસીબ સમજીને તમારા આ પુત્રના ગુણ દોષ પ્રતિ લક્ષ ન દેતાં તેના ઉપર સ્નેહ રાખજો અને મારાં માને પણ રાખવા કહેજો.

મારું શરીર બહુ જ સારું છે, કશી ચિંતા કરતા નહિ. બાબા, કૃષ્ણ જેટલા દિવસ આ શરીર રાખશે તેટલા દિવસ આનંદમાં જ રાખશે, કશી ચિંતા કરતા નહિ. મારી બહેનને કહેજો કે તેના કહેવા મુજબ પત્ર વાંચતાં વાંચતાં જ આ પત્ર લખ્યો છે.

આપનો લાડકવાયો પુત્ર

હર

સંગે પથની વાતો કહેવા જતા નહિ, તેમ કર્યાથી સુખને બદલે દુઃખ જ મળવાની સંભાવના છે. માટે કહું છું કે પથનો જે લપસી જવાય એવો ભાગ છે તે ઉપર તો પગ ટેકવી ટેકવીને ચાલવું જોઇએ, નહિ તો પડી જવાની જ સંભાવના વધારે છે. તેમ થવાથી વ્યથા પણ થશે અને લોકો પણ હસશે. પાગલની માફક જે તે લખી નાખ્યું, માફ કરજો. સંબંધવાળી વાતો કહેવાની શક્તિ હોત તો બાલ્યકાલથી મારું નામ "પાગલ" પડત શા વાસ્તે? છેવટની મારી પ્રાર્થના એ જ છે કે જેને ધર્યો છે તેને છોડતા નહિ, આપનો મનોરથ પૂર્ણ થશે.

આપનો

હર

## પત્રાંક ૧૬

**ભકત સુજન! ( ભાગવત બાબુ )–**

આપનો પત્ર વાંચી બહુ જ આનન્દિત થયો છું. ગળમાં માછલી આવવા પૂર્વે જે પ્રમાણે જળ ક્ષુબ્ધ થઈ અને ચારે બાજુએ જરા હલવા માંડી શિકારીને માછલીનું આગમન જણાવી આપી ખુશ કરે છે તે જ પ્રમાણે ભકતના હૃદયમાં કૃષ્ણચંદ્રના આગમનની પૂર્વે આકુલતા આવી ભકતને આનંદમાં અત્યન્ત વ્યાકુલ કરી મૂકે છે; **આનું જ નામ પૂર્વરાગ.** આ પૂર્વરાગની અવસ્થા અતિ આનંદ અને કષ્ટથી સંમિશ્રિત છે. આનું જ નામ "વિષામૃતનું એકત્ર મિલન." જ્યારે આપનો પ્રાણ બળું બળું થઈ રહે છે અને જાણે કોઈ કેવી જાતનો એક અભાવ અનુભવ કરી રહે છે ત્યારે મનમાં ઠીક સમજજો કે માછલી આવી છે, હવે જો ઘોંઘાટ (ગોલમાલ) કરશો તો ચાલી જશે, અભિલાષા પૂર્ણ થશે નહિ; જો માછલી ધરવા ચાહતા હો તો આ ભાવથી ખૂબ ધૈર્ય ધરી રાખજો, શીઘ્ર જ માછલી ગળમાં સપડાશે. એક વાર ગળમાં ભેરવાયા પછી જો છોડી દેશો તો પણ છૂટશે નહિ; ત્યારે તો કોઈ સમયે દૂર તો કોઈ સમયે નિકટમાં રાખી આનંદ અનુભવ કરશો.

# અપૂર્વ પત્રાવળી

"થયો એક વાર તેનો યોગ—
ન થાય તેનાથી કદાપિ વિયોગ—
ન કોઈ જીવે, થાય જો વિયોગ."

એક વાર સામાન્ય માત્ર ભેરવીને છોડી દો. પણ આટલું ધ્યાન રાખજો કે કેવળ ખેંચાણ માત્ર ઢીલું થઈ ન પડે; તેમ કર્યાથી વળ ક્રમે કરી વધારે મજબૂત થઈ પડશે અને આપ કૃતકૃતાર્થ થશો અને બીજાને પણ કરશો. આશા અને વિશ્વાસ દૃઢ રાખજો. આ કારણને લીધે જ, મને લાગે છે કે, કવિરાજ ગોસ્વામી કૃષ્ણ પ્રાપ્તિ વિષે કહી ગયા છે કે:

"કૃષ્ણ કૃપા કરશે જ—
વાત એ દૃઢ મનમાં રાખજો."

કૃષ્ણ નિશ્ચય જ દયા કરશે, દર્શન દેશે, સંગે ખેલશે, ઇત્યાદિ સર્વે વાતોમાં મન અને પ્રાણને એક કરી વિશ્વાસ રાખજો, નિશ્ચય જ કૃષ્ણકૃપા પ્રાપ્ત થશે જ, સંદેહ નહિ. કૃષ્ણ બહુ જ દયામય છે, પરંતુ ક્રીડા–ખેલા કરવાનું તેમને બહુ જ ગમે છે તેથી જ તો મોહિત કરી વચ્ચે વચ્ચે તેઓ સંતાઈ જાય છે; આવા અદર્શન સમયે લક્ષ્યભ્રષ્ટ થતા નહિ. કૃષ્ણના સ્વભાવ વિષે કવિરાજ ગોસ્વામી લખી ગયા છે કે:

"નિજ સુંદર તેજ દાખવી અગ્નિ જેમ
આકર્ષી મારે પતંગ,
નિજગુણ દાખવી મન હરી કૃષ્ણ તેમ
નાખે દુઃખ સમુદ્રે અંત."

દુ:ખસમુદ્રમાં નાખી દે છે પરંતુ મારતા નથી, સદાએ સંગે સંગે રહી મજા જુએ છે, અત્યન્ત વ્યાકુલ થયાં જોઇને, હસીહસીને છાતી સરસા લઇ લે છે અને પોતાના દોષનો સ્વીકાર કરી કેટલીએ વિનવણી અને આજીજી કરે છે. આ સમયની વાત જ કવિરાજ ગોસ્વામી વર્ણવે છે:

"વ્રજવાસી જેટલાં જણ
માતા પિતા બંધુગણ
"એ સર્વે છે મમ પ્રાણ સમ;
પણ એ સર્વેમાં છે જે સખીગણ
તે છે સાક્ષાત્ મમ જીવન
પરંતુ તમે તો છો મમ જીવનના જીવન."

આકુલતા અનુસારે જ આદરનો સંબંધ હોય છે. માટે કહું છું કે આપનામાં જ્યારે આકુલતા રહી છે તો કૃષ્ણ થોડા સમયમાં જ મળશે એમાં સંદેહ નહિ; આ જ કૃષ્ણપ્રાપ્તિનું મૂળ છે. હવે આનંદ-મને આકુલતા વધારતા જાઓ, વિશ્વાસરૂપી સૂત્રને સારી રીતે તપાસી રાખજો કે જેથી કરીને વચમાંથી તૂટી ન જાય. લાલસારૂપી ચારો (માછલીને લલચાવવા માટેનો ખોરાક) આપ્યાથી તેઓ આવ્યા વગર રહી શકવાના નથી, જરૂર આવશે ને આવશે જ. આપ લોકો તો ઠીક માછલી પકડી શકો છો, મારે જ કેવળ સારમાં સાર કાદવમાં ખરડાવાનું થયું. આ વાત કહેતાં કહેતાં એક રસિક સુજનના પ્રાણના ઉચ્છવાસની એક વાત યાદ આવી :-

## પત્રાંક ૧૫

**બાબા રે ! ( શ્રીયુક્ત ભાગવત બાબુ ),**

"મોચી હોવા છતાંએ થાય પવિત્ર, જો તે કૃષ્ણને ભજે"— જેણે આ ભવમાં આવી "કૃષ્ણ" નામ લીધું છે. તેણે મને વિના મૂલ્યે ખરીદ્યો છે; હું તેના દાસનો દાસ થયો છું. તો પછી મારો પત્ર વાંચી શા માટે આટલો ભય પામ્યા છો? દયા કરી મને તમારામાંનો એક જણ ગણી કૃતાર્થ કરો. હું આ ભવમાં આવી શુષ્ક જીવન વહન કરી રહ્યો છું, "કૃષ્ણ" નામ બોલી શક્યો નહિ, તેથી જ તો જેઓએ "કૃષ્ણ" નામ લીધું છે તેઓના દ્વારનો કૂતરો થવાની વાસના થાય છે. બાબા, તમારી વાતની ભૂલ દેખાડવા માટે જ એક American Lady–Sister Onfa એ જે પત્ર લખ્યો છે તેમાંનું એક વાક્ય અત્રે ટાંકી બતાવું છું, જે વાંચીને તમે આશ્ચર્યાન્વિત થશો કે તે કેટલી બધી વિચારશીલા છે:–"What has our soul to do with the differences of race or nationality? Are not these merely incidental and everchanging in the long pilgrimage of the Ego?" માટે કહું છું કે તમે શુદ્ર, હું બ્રાહ્મણ, એ વિચાર કશા ખપનો નથી; એ વિચાર મારી પાસે નથી; મને "જાતિબહાર

કરી, છતાં ઘરમાં રાખ્યો છે ગૌરાંગ ગુણમણિએ." હું street dog ની માફક જેનું મળે છે તેનું જ ખાઉં છું, જે આદર કરે છે તેની જ નિકટ જાઉં છું. મારે personality કહેતાં કશુંએ નથી, હું સર્વનો છું અને સર્વ મારાં છે એમ લાગે છે. માટે કહું છું કે મેં તમને કષ્ટ આપ્યું નથી; ઊલટું તમે જ મને તદ્દન પારકો સમજી કષ્ટ આપો છો. દયા કરી મને તમારો નિજનો કરી લેવાથી હું કૃતકૃતાર્થ થઇશ. તમારા સિવાય મારે બીજું કોઇ નથી. તમારા લોકોની દયા મેળવ્યાથી તમારા લોકોના તે દયામય કૃષ્ણ દયા કરશે એ જ માત્ર મારાં આશા અને ભરોસો છે, માટે જ તો વ્યાકુલ પ્રાણે તમારા લોકોની દયા ચાહું છું. બ્રાહ્મણ, શુદ્ર એવો વિચાર કરી પ્રત્યાશાને ઠગતા નહિ, કૃષ્ણ તમારા લોકોનું મંગલ કરશે. મારા જેવા જીવાધમને "મહાત્મન્" કહેવાથી "મહાત્મન્" શબ્દનું અપમાન કરવાનું થાય છે. મને તો મારા જેવો જ રહેવા દો. મારા ગુણ દોષ હું જેટલા જાણું છું, લોકો તેટલા જાણી શકતા નથી અને તેઓ જાણે એ અસંભવ છે. મહાપુરુષ શેખ સાદીને જ્યારે કોઇ મૂર્ખ કહેતું ત્યારે તેઓ ક્રોધ ન કરતાં કહેતા હતા કે "મારા કેટલા દોષો એ જાણે છે કે મારી નિંદા કરશે, હું મારા દોષો જેટલા જાણું છું તેટલા એ વ્યકિત જાણતી નથી," તેથી તેઓએ કહ્યું છે કે "મન્ આલમ્ કિ મન્ દાનમ્" હું પણ તે જ કહું છું; હું જેટલો મને પોતાને જાણું છું તેટલું લોકો જાણી શકવાના નથી. આ કારણથી

જ મારું નિવેદન છે કે મારી વાત ઉપર વિશ્વાસ રાખી મારું સ્વરુપ નિર્માણ કરજો, બીજાની વાત ઉપર વિશ્વાસ રાખી ભ્રમમાં પડતા નહિ. મારી દશા જોઇ દયા રાખજો.

એ તો એક સ્વાભાવિક નિયમ છે કે ઇચ્છા બલવતી થયે ફલવતી થતાં વધુ વિલંબ થતો નથી, અવશ્ય ફલવતી થાય છે. તેથી કરીને જ શાસ્ત્રમાં વાસનાને આટલી બધી શક્તિમતી કહી વર્ણવી છે, તેથી કરીને જ દેહનું નામ વાસનામય કોષ છે. દેહને અને દેહજનિત ભોગાભોગને વાસના જ નિર્માણ કરે છે. માટે જ કહું છું કે જ્યારે કૃષ્ણપ્રાપ્તિની ઇચ્છા આટલી બધી બલવતી થઈ છે તો તેને હજી પણ વધારતા જાઓ, વધારે ને વધારે વધારતા જાઓ, ઘર બેઠાં જ કૃષ્ણને મેળવશો, સંદેહ નહિ. કૃષ્ણને ખરીદવાનું એકમાત્ર મૂલ્ય લાલસા છે; આ રત્નની દિનદિન વૃદ્ધિ કરતા રહો, થોડા સમયમાં જ કૃષ્ણ હસ્તગત થશે. કોઈ પણ જગ્યાએ છૂપા રહી શકવાના નથી. વિરહિણીનો સ્વામી ઉપરનો અનુરાગ જે પ્રમાણે સ્વામી સોહાગિનીઓના સોહાગની (સુખની) વાતો સાંભળી દ્વિગુણ વધે છે તે જ પ્રમાણે જો કૃષ્ણ અનુરાગિણી થવા ચાહતા હો તો વિરહિણીઓ માફક, જેઓ સ્વામીના સોહાગમાં ગળી ગયા છે તેઓનો સંગ કરો, આપ જોશો કે આપ પણ તેમનો પ્રેમ મેળવશો. જ્યાં (જે જગાએ) જવાથી સ્વામીની વાતો સાંભળવા મળે ત્યાં જ (તે જગાએ જ) જજો અને જેના સંગમાં સ્વામીની વાતો સાંભળવા

મળે તેના જ સંગની પ્રાર્થના કરજો. પહેલાં પહેલાં તો એ પાંચ સામાન્ય બાધા, વિઘ્નો આવશે, બે ચાર કડક કડક શબ્દો પણ સાંભળવા પડશે, પરંતુ તે જરા પણ લક્ષ્યમાં લેતા નહિ. લજ્જાવશતઃ પાછળ હઠ્યા તો પૂર્ણમાત્રામાં નહિ સ્વામીને પ્રેમ કરી શકાશે કે નહિ પ્રેમ કર્યાથી પૂર્ણમાત્રામાં સુખ મળશે. માટે કહું છું કે જે કોઈ કાંઈ બોલે તેને બોલવા દઈ નિજકર્મ બજાવતા રહેવું જોઈએ. તે સમયે આપની સુખસંપત્તિ જોઈ જેઓએ એક દિવસ અનેક વાતો કરી હતી તેઓ જ આપની વાત કરી પોતાને ધન્ય સમજશે. માટે કહું છું કે કાન અને ચક્ષુ બંધ કરી આગળ વધતા રહો. આ બે પ્રધાન ઇન્દ્રિયોને જેટલા પ્રમાણમાં કર્મરહિત કરો તેટલા જ પ્રમાણમાં રસનાનું કર્મ વધારતા જજો; તે એટલે સુધી કે જાગતાં, સૂતાં કૃષ્ણનામમાં તે મત્ત રહે, તેમ થયાથી આપનું કામ હાંસલ થયું જ સમજજો. કોઈ પણ વાતનો વિચાર કરવા જતા નહિ. લોકને બતાવવા માટે કોઈ પણ કામ કરવા જતા નહિ. વૃક્ષ જ્યાં સુધી સબલ થાય નહિ ત્યાં સુધી તેને વાડમાં રાખવું એ જ ઉચિત છે, નહિ તો વૃક્ષ વધવાનું તો બાજુએ રહ્યું. ઊલટું નષ્ટ થઈ જવાનો વધારે સંભવ છે એ વાત ધ્યાનમાં રાખજો. જે પ્રમાણે દુઃખીત પાસે વેદના જણાવ્યાથી સહાનુભૂતિ મળે છે તે જ પ્રમાણે પ્રેમીજન પાસે પ્રેમની વાતો કહ્યાથી આનંદ થાય છે. માટે કહું છું કે પથના પથિકના સંગ સિવાય ગૃહવાસીની

## પત્રાંક ૧૪

**મહાપુરુષ (શ્રીયુક્ત ભાગવતચંદ્ર મિત્ર),**

પરમ પવિત્ર સમુદ્ર સ્નાનથી મને લાગે છે કે તૃપ્તિ ન થઇ તે કાદવથી ભર્યા દુર્ગંધ ખાડામાં પડવાની ઇચ્છા કરો છો ! આ પ્રમાણે જ થાય, આ તો સ્વભાવ જ. મહાશય, મારા ઘૃણિત જીવનની કહાણી સારી રીતે જાણી શકશો તો આપને મારે વિષે ઘૃણા સિવાય બીજું કાંઇ પણ થશે નહિ. હું જ્યાં સુધી મને પોતાને ઓળખી શક્યો છું, તેનાથી તો હું આપનો ચાકર થવાને પણ ઉપયુક્ત નથી. આપનો પ્રાણ હરિને "ધરું" "ધરું" કરી રહ્યો છે, અવશ્ય આ ભાવ ચાલુ રહેતાં એક દિન ને એક દિન તે "અ-ધર" ચાંદ આપના હાથમાં "ધરાઇ" જશે ને જશે જ; છતાંએ આ "ધર્યો" "ધર્યો" થતાં સમયે કોણ જાણે તે એક એવો તો નવો દાવપેચ ખેલે છે કે જેથી કરી ખેલ તદ્દન ઉલટાવી નાખે છે, અને તેથી જ અનેક "ધરું" "ધરું" કરતાંએ "ધરાઇ" શકાતો નથી અને તેને બદલે બીજું કાંઇ "ધરી" બેસે છે અને સકલ ભૂલી જાય છે. પરંતુ, જે જન સકલ ભૂલી, સકલ છોડી આત્મહારા થઇ "હા પ્રાણનાથ", "હા પ્રાણવલ્લભ", "હા દયામય", બોલી તેમના જ ચરણમાં મન પ્રાણ અર્પણ કરી તેમને બોલાવે છે,

તેને તેઓ કદાચ પણ ભુલાવી શકતા નથી અને ભુલાવવાનો પ્રયત્ન પણ કરતા નથી. વિચાર અને બુદ્ધિનું અનુસરણ કરી જેઓ પ્રભુપ્રાપ્તિ કરવા ચાહે છે તેઓ જ પડી ડૂબકાં ખાય છે; પરંતુ જેઓ અંધ થઇ એક કૃષ્ણનું જ શરણ લે છે તેઓને પાછું કોઇ પણ પરીક્ષામાં બેસવું પડતું નથી, અને બેસવું પડે તો પણ જે પરીક્ષક છે તે જ પાસ થવાનો ઉપાય દેખાડી દે છે. માટે કહું છું કે મહાશય, સકલ દિશામાં દૃષ્ટિશૂન્ય થઇ અંધની માફક હાથ પસારી નિતાઇના પદની ખોળ કરો, થોડા સમયમાં જ તે સુશીતલપદ મળશે. શીતલતા અનુભવ કર્યાથી ચક્ષુ ખૂલશે; આપ જોશો કે આપની સન્મુખ તે પરમ દયાળુ નિતાઇ આપને શ્યામ નટવરના હાથમાં સમર્પણ કરવા માટે જ ઊભા રહ્યા છે, જેને શોધતાં શોધતાં હેરાન થાઓ છો, તેઓ જ આપની તલાશ કરે છે. અંધ થયા વગર કશું પણ અચાનક હાથ લાગશે નહિ. ચક્ષુ જે પ્રમાણે કોઇ સમયે મિત્રનું કાર્ય કરે છે તે જ પ્રમાણે સમયે સમયે શત્રુતા પણ સંપાદન કરે છે; માટે જ્યારે સમજી શકાય નહિ કે ચક્ષુ શત્રુ છે કે મિત્ર, ત્યારે તો તેની સહાય ન લેવી એ જ યોગ્ય છે. નીતિશાસ્ત્ર પણ તે જ પ્રમાણે કહે છે. જ્યાં સુધી કુળ, વર્તન, ઇત્યાદિ અજાણ્યું હોય ત્યાં સુધી કોઇને પણ મિત્ર સમજવો નહિ. માટે કહું છું કે મહાશય, જો ખરેખર જ ગુરુ ચાહતા હો તો અંધ થઇ તલાશ કરો, અવશ્ય મળશે. શાસ્ત્રમાં સ્પષ્ટાક્ષરે

કહ્યું છે કે કોટી કોટી જન્મના સાધનથી તેમને મેળવી શકાતા નથી, મેળવી શકાય છે માત્ર લાલસાથી. જ્યારે જીવને કોઈ પણ દ્રવ્યમાં અધિક લાલસા થાય છે ત્યારે તે જીવ અંધ થઈ પડે છે અને સારા નરસા ભવિષ્ય વિષે ચિંતારહિત થઈ લાલસાની વસ્તુની પ્રાપ્તિ માટે ચિંતા કરે છે અને ક્રમે મેળવે પણ છે. માટે કહું છું કે ખુલ્લાં ચક્ષુથી તો અનેક દહાડા ભટક્યા છો, હવે એક વાર ચક્ષુ બંધ કરી ખોળી જુઓ, અવશ્ય નિતાઈ દયા કરશે. નિતાઈ જેવા દયાળુ હોવા છતાં આટલી ચિન્તા શા વાસ્તે? જગતમાં એક કૃષ્ણ સિવાય બીજા કોઈ ગુરુ નથી, તેઓ જ આચાર્યરૂપે જીવને મંત્ર આપી અને સમય પ્રમાણે જ્ઞાન આપી સંસારની પેલે પાર લઈ જાય છે. માટે કહું છું કે મહાશય, કાયા–મન–પ્રાણથી નિતાઈના પદનો આશ્રય કરો, જોશો કે થોડા સમયમાં જ આપના મનની ઈચ્છા પૂર્ણ થશે. મહાશય, મારાં તો બંને ચક્ષુઓ નથી માટે મારી ખાંધે ચડી પર્વત લંઘન કરવાની ઇચ્છા કરતા નહિ, ઊલટું આપને માર્ગ જડ્યેથી દયા કરી મને બોલાવી લેજો, આ મેં અત્યારથી જ નિવેદન કરી રાખ્યું છે. આપ લોકો જ મારા જેવા પાપીનાં આશા અને ભરોસો છો, મારી પોતાની કાંઈ પણ શક્તિ નથી એ યાદ રાખજો.

મહાશય, અનેક અસત્ય અને અયોગ્ય વાતો કહી દીધી, તેને પાગલની વાતો ગણી ક્ષમા કરજો. ગુરુ મેળવવા પહેલાં ગુરુનાં પ્રતિપાલ્ય એવાં ગરીબ અને

## પાગલ હરનાથ

દુ:ખી જનો પ્રતિ દયાની નજર રાખજો, આપ જોશો કે પછી ગુરુ રહી શકવાના નથી, આપના ઉપર કૃપા કરશે જ. અભિમાનશૂન્ય થઈ નિતાઈપદને સાર સમજી આશ્રય કરજો, ચરિતાર્થ થશો. ગરીબ ઉપર દયા રાખજો અને અહરહ: કૃષ્ણનામમાં મત્ત રહેજો, જોશો કે મનની બધી ઇચ્છાઓ પૂર્ણ થશે અને કૃતાર્થ થશો. કોઇ એક નિર્જન વાસ પસંદ કરજો; અને જે સ્થાનમાં બેસીને કૃષ્ણકથા સિવાય અન્ય વાતો થાય, તે સ્થાન પ્રયત્ન કરી ત્યાગ કરજો; આ જ નિવેદન.

આપ લોકોનો આશ્રિત.

હર

— "આ વખતે મારે તો સારમાં સાર કાદવ ડહોળવાનું થયું. ધર્મરૂપી માછલી ધરવા હું જળમાં ઊતર્યો તો ખરો, પણ ભક્તિરૂપી મારું સૂત્ર તૂટી ગયું. પરંતુ રસરૂપી એક છાબડી જેવી જાળમાં એક રસિક માછીમાર તો ડોલતો ડોલતો આનંદથી 'રૂઇ,' 'કાતલા' નામની સારી સારી અને મોટી મોટી માછલીઓ પકડી, આનંદથી અને સારી રીતે માછલીઓ ધર્યો જાય છે. મને તો માત્ર ખાબોચિયું મળ્યું અને હાથ પસારીને જોયું તો માત્ર નાની અને નકામી માછલીઓ મળી અને તે પણ લોભરૂપી સમડી લૂંટી ગઈ", ઇત્યાદિ. આ વાત ખરેખર બહુ જ હૃદયસ્પર્શી છે. હૃદયની વાત છે તેથી જ તો તે હૃદયસ્પર્શ કરે છે. આપ લોકો તો તે રસિક દલ માંહેલા એક એક જણ છો તેથી ઠીક માછલી પકડી શકો છો અને અમે તો કેવળ કાદવ ડહોળીએ છીએ. તો પછી, તેમ કહેતાં અમારા જેવા પતિતોની ઘૃણા કરતા નહિ, કારણ કે માછલી પકડવાના આપ લોકોના કાર્યમાં જળને હલાવીને અમે લોકો વિશેષ સવળતા કરી આપીએ છીએ. નજર સામે રહીને સદાએ આપ લોકોને સાવધાન કરી આપીએ છીએ. માટે કહું છું કે અમ લોકોને "બાઈ બાવડીઓના વૈરાગી" સમજી ઘૃણા કરતા નહિ. અમે પૂર્ણમાત્રાએ અમારું પોતાનું અનિષ્ટ કરીએ છીએ અને આપ લોકોના સાધનનો માર્ગ નિર્મળ કરી આપીએ છીએ. હવે આપ લોકો "હા નિતાઇ", "હા ગૌરાંગ", બોલી ખૂબ આનંદથી આપ આપનું

કાર્ય કર્યે જાઓ, નિતાઇ અવશ્ય દયા કરશે જ. આંખમાં ધૂળ નાખી માછલી ધરવા જે ચાહતા હો તો અમારા જેવા કાદવથી ખરડાયેલા ઉપર ઘૃણા કરતા નહિ, ઊલટું તેઓનું માન રાખજો અને તેઓને ઉત્સાહિત કરજો. જેઓએ એક વાર ગૌરનું નામ લીધું છે તેઓ જળમાં ઊતર્યા છે, એક દિન ને એક દિન માછલી પકડીને જ બહાર આવશે; માટે કહું છું કે સાવધાન! સામાન્ય માત્ર ભેખધારી સાધુની પણ કદાચ ઘૃણા કરતા નહિ. Don't try to take the law in your own hands, let it be judged by the judge. માટે કહું છું કે સાધુ વિષે સારા નરસાનો વિચાર પોતે કરવા જઇ (પ્રભુના) કાયદાની કલમને પોતાના ઉપર વ્હોરી લઇ આવવી એ તો માત્ર મૂર્ખતા જ છે. વિચારનો ભાર વિચારકને જ આપવો સારો છે; આ સામાન્ય સામાન્ય ગરીબ ભિખારી વૈષ્ણવોને પણ એક એક મહાજન સમજવાં એ જ safe side છે. સાધુ ગમે તેવો પણ હોય પણ તેની અવમાનના કરતા નહિ. હીનમાં હીનની પણ ઘૃણા કર્યાથી આ પથનો (વૈષ્ણવ માર્ગનો) હુકમ *"तृणादपि इत्यादि", એ વાતનું માન રાખવાનું થશે નહિ, માટે કહું છું કે આ પાગલની વાત ધ્યાનમાં રાખજો કે જેથી કદી પણ વૈષ્ણવ અપરાધ આપને લાગે નહિ. આજે હું ખરેખર પાગલ બન્યો છું, અનેક જાતની જે તે વાતો બકી દીધી, માફ કરજો. પાગલની વાતો સમજી તેના ઉપર લક્ષ્ય

દેતા નહિ. પાગલની વાતોથી જેઓને ગુસ્સો થાય છે તેઓ વધારે પાગલ હોય છે. જો આપને અતિશય અડચણ ન પડતી હોય તો મારા મોટાભાઈ **શ્રીયુક્ત ચારૂચન્દ્ર મજુમદાર** મહાશય જેઓ આગડપાડાના બગીચાના ઘરમાં રહે છે તેમને એક વાર દર્શન આપી આવજો. તેમાં આપને આનંદ થવાની વિશેષ આશા છે. માછલી પકડવાનો સમસ્ત સરંજામ ત્યાં રહેલો છે એમ મને લાગે છે. સંગ કરવો હોય તો આ જાતનો સંગ કરવો જ સારો છે. કૃષ્ણ-કૃપાથી આનંદમાં છું, કૃષ્ણ આપને પૂર્ણાનંદમાં રાખે. "નિતાઇ" બોલો, "ગૌર" બોલો અને વૃંદાવને ચાલો.

**આપ લોકોનો સ્નેહી**

**હર**

---

* **तृणादपि सुनीचेन तरोरिव सहिष्णुना ।**
**अमानिना मानदेन कीर्त्तनीयः सदा हरिः ॥**

અનુવાદ :—

"જે વ્યક્તિ તૃણ કરતાં પણ નીચ, વૃક્ષવત્ સહિષ્ણુ, અને સ્વયમ્ અભિમાન રહિત થઈ અન્યને માન આપે છે તેવી વ્યક્તિ દ્વારા જ શ્રી હરિ નિરન્તર કીર્ત્તનીય હોય છે."

## પત્રાંક ૧૭

**બાબા ! ( શ્રીયુકત તુલસીચરણ ઘોષ, કલકત્તા ).**

તમારો પત્ર વાંચી અપાર આનંદ મળ્યો; તમે બંને ભાઈઓ ઉપયુકત પિતાના ઉપયુકત સંતાન છો જોઈને આંખ ઠરી; સારા માબાપના છોકરાઓ ઘણુંખરા સારા હોતા નથી, પરંતુ તમે બંને ભાઈઓ ખરેખર જ રત્નો છો, આજે મારા આનન્દની સીમા નથી. હાલ જેને વ્રજવાસ પ્રાપ્ત થયો છે એવા તમારા પૂજ્ય પિતાએ તમારા બંનેનાં જે જે નામો રાખ્યાં છે તેની સાર્થકતા તમારા લોકોના દ્વારા સંપન્ન થાય એ જ મારી ઈચ્છા અને તે દયામય નિકટ પ્રાર્થના છે તમારાં પિતામાતા હાલ ભાવયોગ્ય દેહ પ્રાપ્ત કરી વ્રજમાં કૃષ્ણના પરિવારમાં સામેલ થઈ રહ્યાં છે. માટે રાધારાણીના દરબારમાં તમારા લોકોને ચાકરી મેળવવા કોઈ પણ કષ્ટ થશે નહિ, કારણ કે મોટેરાંઓની ઓથ છે. હવે જરા મન લગાડી કૃષ્ણનામ કરતાં કરતાં રસનાને ( જીભને ) પાકી કરી લો, તેમ થયાથી જ ચાકરી મળવાની; વધારે વિદ્યા કે બુદ્ધિની જરૂર નથી, હસ્તાક્ષરો સામાન્ય સારા થયા કે તમારા લોકોને ચાકરી. બાબા, નામ સિવાય ગતિ નથી, નામમાં તમારી

વાસનાને પાર્શ્વ કરી મૂકો; ખાતાં, સૂતાં, ઊઠતાં, બેસતાં, નામને છોડતા નહિ. સમય મળતાં કોઈ એક નિર્જન સ્થાનમાં જઈ આવેગથી ઉચ્ચૈઃસ્વરે નામ કરજો. જોશો, કે ચક્ષુના જળથી છાતી ઉભરાઈ આવશે; તે સમયે જળથી ભીંજાઇ ભીંજાઇને ભૂમિ ફળદ્રુપ થશે અને તેમ થયાથી ભક્તિબીજ અત્યંત સતેજ થઇ અંકુરિત થશે અને કૃષ્ણપાદપદ્મ પર્યંત પહોંચી જશે અને સુમધુર પ્રેમફળ ફળશે; ત્યારે તમે પોતે પણ કૃતાર્થ થશો અને અન્ય સકલને પણ કૃતાર્થ કરશો. વૃક્ષમાં એક માત્ર પણ ફળ ફળે પણ જો તે બહુ જ સારું હોય તો જેનું તે વૃક્ષ હોય છે તે વાહ, વાહ. મેળવવા માટે જેમ તે ફળમાંથી થોડો થોડો ભાગ સર્વને આપી તેઓનો આનંદ વધારે છે તે પ્રમાણે જ્યારે તમારી ભક્તિ-લતામાં દિન દિન નવીન નવીન ફળો ફળશે ત્યારે તમે તે જગતના સર્વને આપી આનન્દિત કરી શકશો. તે સમયે જોજો કે હું આ હતભાગો બાદ રહી ન જાઉં, હું પણ તેનું આસ્વાદન કરી શકું. હું અતિ અપાત્ર છું; લોકોના મુખની વાતો સાંભળી મને કેવોએક સમજી ભ્રમમાં પડતા નહિ. તમે બંને ભાઈઓને મળવાની ઇચ્છા બહુ જ પ્રબલ થઇ પડી છે, માત્ર કૃષ્ણ જ જાણે કે તે પૂર્ણ થશે કે નહિ. તમે જે કેટલા જણાઓ છો તે સર્વે એકત્રિત થઇ કૃષ્ણનામ કરો, મનની ઇચ્છાઓ

પૂર્ણ થશે. દયા કરી મને ભૂલશો નહિ એ જ માત્ર પ્રાર્થના.

તમારા લોકોનો

ઈર

## પત્રાંક ૧૮

**માન્યવર ! ( શ્રીયુક્ત કેદારનાથ દત્ત, કલકત્તા )**

આપના પત્રમાં આપના કષ્ટની વાત સાંભળી બહુ જ દુઃખિત થયો છું, અને તેની જ સાથે મારી અપદાર્થતા જાણી વળી વધારે દુઃખિત થયો છું. મહાત્મન્! બીજ અનુસારે ફળ થાય છે, આપણે પોતે જ વૃક્ષરોપન કરીએ છીએ અને ફળ જોઇને ખુશી અથવા દિલગીર થઇએ છીએ; તે વેળાએ આપણો શોખનો બગીચો કાં તો રમ્ય કાનન અથવા તો કંટકપૂર્ણ જંગલ થઈ પડી સુખ અથવા દુઃખ આપે છે. આ પૃથ્વી આદાન–પ્રદાનનું ( આપ–લેનું ) સ્થાન છે, જેવું અપાય તેવું મેળવાય. આપણે સમયે સમયે ઊંચી પદવીએ પહોંચી વિચારશૂન્ય થઇને અને સામાન્ય કારણને લઇને બીજાના પ્રાણને આઘાત કરીએ છીએ, ત્યારે જાણતા નથી કે તે જાતનો પ્રતિઘાત આપણને પણ સહન કરવો પડશે. પછી જ્યારે કષ્ટના દિવસો આવે છે ત્યારે પશ્ચાતાપ થાય છે ખરો પણ તેનું કાંઈ ફળ હોતું નથી. આપના આ કષ્ટનું કારણ પણ તે જ એક સાધારણ નિયમને અનુવર્તી છે, તો પછી હવે આનન્દ મનથી સહ્ય કરવા સિવાય બીજો શો ઉપાય? છતાંએ મારૂં આ જ માત્ર નિવેદન છે કે વિચારક બહુ જ દયામય છે,

અન્તરનું કષ્ટ પ્રાણુ સાથે જોડી દઈને તેમને દેખાડી શકાવાથી તેઓ દયા કર્યા સિવાય રહી શકવાના નથી, તદ્દન સજા વગર છોડશે નહિ એ ખરૂં, પરંતુ ઘણી ઓછી (હલકી) કરી દેશે. માટે કહું છું કે હૃદય ખોલીને તેમને દેખાડો. તેમના જેવો વૈદ્ય મળશે નહિ, તેઓ દેહના રોગની સાથે સાથે ભવરોગનું પણ નિવારણ કરે છે. તે વૈદ્યને દેખાડવામાં પૈસાનો ખરચ નથી, તેઓ તો કેવળ આકુલતા માત્ર ચાહે છે; માટે નિવેદન એ જ કે આકુલ થઇ તેમને જણાવો અને તેમના મધુર નામને જીવન મરણનું સંબલ કરો, કૃતાર્થ થશો; તેઓ જ એક માત્ર ગતિ અને ભરોસો છે.

મારે માટે જે જે સાંભળ્યું છે તે "Lover's admiration સિવાય બીજું કશું જ નથી; "Love is blind", પ્રેમના ચક્ષુથી દોષો પણ ગુણ જેવા લાગે છે. "Lover sees angel's beauty in Egyptian brow." માટે તે સર્વ વાતોનો વિશ્વાસ કરતા નહિ. હું તો કલિનો એક ચરમાત્ર છું; સમસ્ત બદ્‌ગુણોનો આધાર કહેતાં પણ ઠીક રીતે વર્ણવી શકાય નહિ, હું તેના કરતાં પણ કંઇક વિશેષ છું. હું જ્યારે મારું પોતાનું અન્તર પોતે જ જોઉં છું ત્યારે મને પોતાને જ ઘૃણા આવે છે, બીજાના વિચારે તો શું થાય તે હું કહી શકતો નથી. સ્વાર્થસિદ્ધિ માટે ભેખમાત્ર લીધો છે, તેમ ન હોય તો સહેલાઇથી લોકોને ઠગી શકાય નહિ; માટે જ મારો આ ભાવ છે. મારે વિષે જે કાંઇ વાતો સાંભળી છે તેનાથી

મને ઠીક વિપરીત સમજવાથી મને કંઇક ઓળખી શકશો. આપ લોકો તો વિચારક છો તેથી તો આપ લોકો સમક્ષ unreservedly depose કર્યું; હવે આપની જે ઇચ્છા હોય તે સમજજો.

છેવટનું એ જ નિવેદન કે હજી પણ અનેક સમય છે અને આશા પણ પૂર્ણમાત્રા રહેલી છે. હજી પણ કાયા–મન–પ્રાણથી દયામયનો આશ્રય ગ્રહણ કરો, નિશ્ચિંત થશો. મધુર કૃષ્ણનામને જીવનનો સાર કરો, કૃષ્ણ ભક્તોનો સંગ કરો, નામ સંકીર્તનમાં યોગદાન દેજો, અવશ્ય મનની ઇચ્છા પૂર્ણ થશે, અહીં તહીં પૂર્ણાનન્દ મળશે, સંદેહ નહિ. નિજ સામર્થ્ય અનુસારે ગરીબો ઉપર સદય નજર રાખજો. Forgive if you wish to be forgiven. મારી ઉદ્ધતાઇ માફ કરજો; પાગલની વાતોથી ગુસ્સો લાવતા નહિ. પત્ર લખીને રજીસ્ટર્ડ કરી નાહક પૈસા ખરચતા નહિ, તે પૈસાથી એક ગરીબનું એક દિનનું જીવન બચી શકે છે.

આપ લોકોનો આશ્રિત

હર

## પત્રાંક ૧૯

**પરમ સ્નેહમય બાબા! ( શ્રીમહેશચંદ્ર મજુમદાર, શિલચર )**

અનેક દિવસો પછી આપનો સ્નેહથી પૂર્ણ પત્ર મળ્યાથી પરમ પુલકિત થયો અને જાણ્યું કે પિતાનો સ્નેહ આ હતભાગા પુત્ર ઉપર હજી પણ છે. બાબા, હું આપનો ઉપયુક્ત પુત્ર ન હોવા છતાંએ દયા કરી મારી ઉપર સ્નેહની નજર રાખવાને ભૂલતા નહિ. બાબા, જ્યારે નામ લીધું છે તો પછી બીજી ચિંતા શી છે? નામ કરતાં બીજું મહૌષધ તે વળી શું છે? ગમે તેમ હો, નામ ભૂલતા નહિ, પરમાનંદમાં રહેશો, સંદેહ નહિ. હું બાબા, શરીરને માટે જ તો ઔષધ થયું છે, અવશ્ય વૈદ્યનું ઔષધ લઈ શકો છો. સામાન્ય સામાન્ય "મકર ધ્વજ" વ્યવહાર કર્યાથી ખૂબ ફાયદો થશે, પરંતુ આ ઔષધ ઘરમાં તૈયાર કરાવી શકાય તો સારું. શરીરને માટે કશી ચિંતા કરતા નહિ, Spiritual food થી મનને સબળ અને સતેજ રાખજો, શરીર પોતાની મેળે જ સારું રહેશે. મને લાગે છે કે તમે સાંભળ્યું છે કે યોગ સમાધિસ્થ પુરુષો વિના આહારે સો સો કે હજાર હજાર વર્ષો સુધી શરીર પુષ્ટ રાખી શકે છે. તેથી કરીને જેના થકી આત્માની ઉન્નતિ થાય તેનો જ પ્રયત્ન વિશેષ

કરીને કરજો. શરીર પોતાની મેળે જ સારું રહેશે. અસત્ ચિંતા, પરપીડન, બીજાના ઉત્કર્ષમાં દુઃખી થવું, બીજાના અનિષ્ટની ચિંતા, ઇત્યાદિ મનમાંથી કાઢી નાખ્યાથી જ મન પોતાનું બળ મેળવી પૂર્ણમાત્રાએ પોતાનું કર્મ કરવા સમર્થ થાય છે. તે વેળાએ નામ—બીજમાંથી ભકિતલતા ક્રમે ક્રમે વૃદ્ધિ પામી કૃષ્ણકલ્પવૃક્ષનો આશ્રય કરે છે અને સુરમ્ય પ્રેમફળ દાન કરે છે. બાબા, ઔષધ ખાવાથી જ કાંઇ ફળ મળતું નથી, ઔષધ ખાવાની સાથે સાથે બીજી કેટલીક ચીજોનું પાલન કરવું પડે છે. તે જ પ્રમાણે જુદી જુદી જાતની મહૌષધિના સેવનની સાથે પણ કેટલીક ચીજોનું પાલન કરવાનું હોય છે. યત્નથી તે ચીજોનું પાલન કર્યાથી ભવરોગ નિવારણ થઇ જીવ કૃતાર્થ થાય છે. પ્રધાન પાલનની કેટલીક ચીજો પૂર્વે કહી છે; આની સાથે પર—દુઃખ કાતરતા મેળવી લીધાથી બાકી રહેલો મોટો ભાગ પૂર્ણ થયો. આ અનુષ્ઠાનો દ્વારા હૃદય પવિત્ર અને નિર્મળ થાય છે અને હૃદય નિર્મળ થતાં જ પ્રેમના તે હરિ આવીને હૃદયમાં ઉદય થાય છે. ત્યારે બીજું કાંઇ પણ દુષ્પ્રાપ્ય રહેતું નથી, ત્યારે સમસ્ત મનની સકલ આશાઓ પૂર્ણ થાય છે—જીવ શાન્ત થઇ જાય છે. બાબા, આપ જે જે પુસ્તકો વાંચો છો તે સારું છે ખરું, પરંતુ Stomach કમજોર હોય અને ખોરાક ભારી હોય તો વ્યાધિની વૃદ્ધિ જ થઇ રહે છે, માટે કહું છું કે સરલ, સ્પષ્ટ અને તેની સાથે સુમધુર "ભક્તમાલ", "ચૈતન્ય ભાગવત", ઇત્યાદિ

ગ્રન્થોનો પાઠ કરી જોજો, તેમ કર્યાથી મનનો વિકાસ થશે અને સંકીર્ણતા દૂર થશે; ત્યારે ઘણો આનંદ મળશે. બાબા, મેં મારા બન્ધુ વર્ગને જે પત્રો લખ્યા છે તેમાંના જ કેટલાએક એકત્રિત કરી E. I. Ry.ના Hatras Junction ના Booking Clerk, Babu Atal Behari Nandy એ પુસ્તક આકારમાં છપાવ્યા છે, તેની પણ એક નકલ લઇ આવી સમયે સમયે જો વાંચી અને વિચાર કરી શકશો તો મને લાગે છે કે તેમાંથી આપના મનમાં અનેક આનંદ લાવી શકશો. એ પુસ્તક ઇંગ્રેજી ભાષામાં પણ છપાઇ ગયું છે. તે પણ મંગાવી શકો છો. ઇંગ્રેજી પુસ્તક માટે Babu Nanda Lal Pal, 61, Saunpeswartola Road, Chinsura, એઓને લખ્યાથી મળશે. છાપવાનું કામ પૂર્ણ થયું છે કે નહિ તે હું કહી શકતો નથી, પત્ર લખી જાણી શકશો. બાબા, આપના જે મિત્રે આપને Spiritual Magazines દેખાડયાં છે તેમની પાસે અવશ્ય જ Photo છે, એક વાર માગી લાવીને મારાં બહેનને દેખાડજો. એ Photo ઇંગ્રેજી પુસ્તકની સાથે લગાડવામાં આવશે એમ સાંભળ્યું છે; ગમે તેમ હો, પણ એક વાર લાવીને દેખાડજો. બાબા, છેવટનું જીવન આપ સર્વે લોકો સાથે રહી વ્યતીત કરવાની ઇચ્છા બલવતી થવાથી હવે આ દેશમાં રહી શકતો નથી, પરંતુ મારી ઇચ્છાથી કશું આવતું જતું નથી, કૃષ્ણની ઇચ્છા જ પૂર્ણ થાય છે અને થશે. આજ કાલ મન સદાએ ઉદ્વિગ્ન

રહે છે, તેથી શરીર પણ સારું રહેતું નથી, ઘડીકમાં એક પ્રકાર રહે છે અને ઘડીકમાં અન્ય ભાવ ધારણ કરે છે. હવે તો અત્રે ખરેખર જ કષ્ટ થાય છે, પરંતુ શું કરું, કૃપાળુની ઇચ્છા જાણી, મસ્તક નમાવી, સહન કરું છું. મારા ભાઇને મારાં સ્નેહ અને પ્રેમ નિવેદન કરજો, તે જીવનમાં સુખી થાય તે જોઇને હું ચાલ્યો જાઉં.

આપનો સ્નેહી

દેવ

## પત્રાંક ૨૦

પરમ સ્નેહી બાબા! (વ્રજનાથ સોમ વકીલ, શિલચર)

આપનો તારીખ ૧૦મી વૈશાખનો પત્ર ગઈ કાલે મળ્યો છે અને ૨૫મી માર્ચનો પત્ર અનેક દેશવિદેશ ભ્રમણ કરી કાદવ માટીમાં ખરડાઇ આજે હસ્તગત થયો છે. પત્રનું પરબીડિયું મોકલી આપું છું, જોવાથી જ જાણી શકશો. બંગાલી ભાષામાં ઠેકાણું લખવાથી ઘણીખરી આવી જાતની દુર્દશા થઇ પડે છે. ગમે તેમ હો, પણ કોઇ પણ પ્રકારે હાથમાં આવ્યો છે. બાબા. અંધની પાસે માર્ગના પરિચયની જિજ્ઞાસા કરવી તે એક જાતનો પરિહાસ કરવા બરોબર છે. આપ લોકો તો રાધારાણીના દરબારમાં રહેનારા લોક છો, બીજાની વાતો રાજ્યકર્તાને કાને પહોંચાડવી એ આપ લોકોનું કર્મ છે; આપ લોકો રસિક છો, માટે કહું છું કે બાબા, દયા કરી મારી બેએક વાતો રાધારાણીના કાને પહોંચાડી આપજો. બાબા, હું બહુ જ ગરીબ છું, કંઇ પણ આપી શકું તેમ નથી, **without fee** મારો **case take up** કરવો પડશે. બાબા, આપ લોકોના સ્નેહનું એટલું બધું આકર્ષણ છે કે અત્રે રહેવું તે મારે માટે એક રીતે અસંભવ થઇ પડે છે. સદાએ ઇચ્છા રહે છે કે આપના

સહવાસથી પરમ પવિત્ર થાઉં અને પરમાનંદ ભોગ કરું. હું જાણતો નથી કે પ્રભુ તે દહાડો ક્યારે દેખાડશે; પૂર્વ દિશામાં જવાની હું જેટલીએ ઇચ્છા કરું છું, તેટલા જ પ્રમાણમાં નટવર મને પશ્ચિમ દિશામાં ખેંચે છે. ૫–૭ દિવસમાં જ વળી પાછો કાશ્મીર ચાલ્યો–આ વખતે જો પત્ર લખો તો Srinagar (Kashmir) લખેથી મને મળશે. જુઓ કેવી મજાહ, કેવી ચતુરની ચતુરાઇ: જે, જે કાંઈ માગે છે તેનાથી વિપરીત પ્રથમ તેને આપે છે: તેનાથી જો તેમને ભૂલી ન જવાય તો પછી દયા કરે છે. માટે જ મને લાગે છે કે ભોગ ભોગવી ચૂકેલા પ્રેમિક લખી ગયા છે કે

> " જે કરે મારી આશ
> કરું તેનો સર્વનાશ,
> " તોએ ન છોડે મારી આશ
> થાઉં તેનો દાસાનુદાસ."

માટે કહું છું કે બાબા, જો તે ચતુરના હાથને છટકાવવા માગતા હો તો વધુ ચાતુરીની જરૂર છે. તે જોઈને જ ચંડીદાસ કહે છે કે

> " કરવા પ્રીતિ કાનુ સંગે
> જરૂર અધિક ચાતુરીની પડે છે,
> જવું હોય દિશા દક્ષિણે
> કહી પશ્ચિમે, ઊભવું પૂર્વાભિમુખે પડે છે."

કેવું છે તે જોયું બાબા? આમાં સ્થિર રહે જે, કૃષ્ણ પામે તે. માટે કૃષ્ણદાસ કવિરાજ કહી ગયા છે

કે "કોણ રહે સ્થિર તમારા માયા નાટમાં?" જેઓ હાથમાં અરિસો લઇ ચંદ્રમાને પ્રાપ્ત કરવા માટે રોવાનું છોડતા નથી તેઓ માર ખાય છે અને છતાંએ જો ભુલી જતા નથી તો છેવટે મેળવે ને મેળવે જ છે. માટે કહું છું કે બાબા, જેઓ કૃષ્ણને માગે છે તેઓ ચારે બાજુથી સારી રીતે પાકા થયા વગર કદી પણ મનની ઇચ્છાનુસાર તેમને મેળવી શકતા નથી. પ્રથમ તો પ્રભુ અનેક પ્રકારે ભુલાવી તેને વિમુખ કરી રાખે છે. આ તો એક ખેલા (લીલા) માત્ર છે. જો આવી ચાતુરી ન કરે તો પછી આ રાજ્ય જે પ્રમાણે આરંભ થયું તે જ પ્રમાણે તેનો અંત આવી જાય. તેમ થયેથી આનન્દ થાય નહિ. આનન્દને માટે જ તો ખેલ હોય છે, જો આનન્દ જ ન થયો તો પછી વળી ખેલ શા વાસ્તે? બાબા, જો વારંવાર "ચલ ઘોડેસ્વાર" રમાય તો પછી આનન્દની જગ્યાએ કંટાળો આવી અધિકાર કરી લે છે. માટે જ તે નાટના ગુરુ કૃષ્ણ નાટકની સામે attraction રાખવા માટે જ આ સર્વ ચાતુરી કરે છે, જળ માગતાં અગ્નિ આપે છે, અગ્નિ ચાહતાં જળ આપે છે અને કોઇને રડતાં તો કોઈને હસતાં જોઇને બહુ આનન્દ મેળવે છે. આથી જ મારા જેવા મૂર્ખગણ ન જાણતાં, ન સમજતાં, પ્રભુને પક્ષપાતી, ઇત્યાદિ અનેક પ્રકારના દોષો આપે છે. પરંતુ જેઓ મન અને પ્રાણથી આ ખેલ સમજી શક્યા છે તેઓ જ નિશ્ચિંત થયા છે, તેઓ જ પરમાનન્દમાં રહ્યા છે,

તેઓની નિકટ સુખ, દુ:ખ, સારું, નરસું, એ સર્વે જ લોપ થયાં છે. તેઓ ત્યારપછી સંદેહરૂપી હિંચોળામાં દુનિયાના સર્વેને અસ્થિર જોતા નથી. તેઓ પોતે પણ સ્થિર થયા છે અને સકલને પણ સ્થિર જુએ છે; ત્યારે તેઓ કહે છે કે "**वासुदेवं सर्वमिति।**" તે ક્ષણે જ તેઓના મુખમાંથી પોતાની મેળે જ "**कृष्ण इति**" એ શબ્દો બહાર પડે છે; તે સમયે તેઓનો તે જ ભાવ ઉત્પન્ન થયો હોય છે:

"સ્થાવર જંગમ જુએ ના કશું
જુએ તેની જ મૂર્ત્તિ,
જ્યાં જ્યાં નેત્ર પડે
ત્યાં ત્યાં કૃષ્ણ સ્ફૂર્ત્તિ."

એક વાર વિચાર કરી જુઓ કે તે સમયે તેઓનો શો આનંદ! બાબા, નોકર જ્યારે જુએ છે કે તેઓનો માલિક સંગે જ રહ્યો છે ત્યારે જે પ્રમાણે તે ખાવા, રહેવા, ઊઠવા, બેસવા, વગેરે સકલ વિષયોમાં નિશ્ચિંત હોય છે, તે જ પ્રમાણે સાધક પણ જ્યારે પ્રભુને સર્વદા જ નિજના સાથી તરીકે જાણી શકે છે ત્યારે તે પૂર્ણ રીતે નિશ્ચિંત થઈ જ્યાં ત્યાં આનંદમાં જ કાળ નિર્ગમન કરે છે. હૃદયનો સંદેહ કેવળ માત્ર મુખમાં પણ જો આવે તો પછી આ આનંદ આવી શકે ખરો? મનની અને મુખની એકતા કરવી જોઈએ. માટે કહું છું કે બાબા, પ્રભુના કાર્ય વિષે વિચાર ન કરતાં સદા આનન્દમાં રહો. આપણે આવ્યા છીએ

કૃષ્ણભજન કરવા માટે, માટે આપણને જે કરવાનું હોય છે (આપણું કર્ત્તવ્ય) તે પ્રભુ કરી લેશે. પરંતુ આપણે અજ્ઞાનવશતઃ પ્રભુને કરવાની જે ચિંતા તે આપણે પોતાને શિર વહોરી લઇએ છીએ અને પ્રભુની આજ્ઞારૂપ આપણું પોતાનું કર્મ ભૂલી જઇએ છીએ—કેવળ 'શું ખાઇશું." "શું પહેરીશું" એ જ ચિંતામાં દિનરાત મગ્ન રહી નિજનાં કર્ત્તવ્ય કર્મોમાં બેદરકાર રહીએ છીએ. આપણું કર્ત્તવ્ય હરિનામ લેવાનું છે, તે જ આપણે લેતા જવું, આપણને ફલાફલ જોવાનું અથવા તો "શા વાસ્તે નામ લેવું," "નામ લીધાથી શું વળશે," આ વિચારો કરવાની શી જરૂર છે? હવે મારી વિનીત પ્રાર્થના છે કે બાબા, સકલ ચિંતા છોડી મધુર રાધા-કૃષ્ણનું નામ જીવનમાં અને મરણમાં નિજનું સર્વસ્વ કરી નિશ્ચિંત થાઓ. "આ," "તે," વિષે વિચાર કરવાની કશી આવશ્યકતા નથી. નામ કરતાં કરતાં સકલ જ હસ્તગત થશે. અદૃશ્યભાવથી માછલી જાળમાં તો રહી છે, આપણા હાથમાં તો સામાન્ય સૂત્રનો છેડો (અગ્રભાગ) રહેલો છે, આપણે તે સૂત્ર ખેંચ્યા વગર માછલી નથી એમ વિચાર કરી આકુલ થઇને જો હાથમાંનું સૂત્ર છોડી દઇએ તો તેમ થયાથી જે પ્રમાણે બંને બાજુ-એથી ખોઇ બેસીએ છીએ, તે જ પ્રમાણે બાબા, "નામ લીધાથી શું કૃષ્ણ પ્રાપ્તિ થશે?" એવી જાતનો વિચાર કરી, જો નામનો ત્યાગ કરીએ, તો તેમ થયાથી પેલા માછીમારની માફક સર્વસ્વ ગુમાવી રોવું પડે છે; કારણ

કે માછીમારે જ્યારે સૂત્ર છોડયું કે તરત જ જાળમાંની માછલીઓ બધું ખેંચી લઇ કયાંયે ચાલી જાય છે અને માછીમારને, શોધતાં છતાંએ, પછી કાંઇ મળતું નથી. તે જ પ્રમાણે બાબા, નામ છોડયું કે વિપદ્ આવી પડી જાણજો. સદાએ નામ લેતા રહો. કેવી રીતે લેવું, કઇ અવસ્થામાં લેવું, એ વિચાર કરતા નહિ; નામ ગમે તેમ કરીને પણ લેતા રહો, ત્યાર પછી જેમનું તે નામ તે જ proper order માં કરી લેશે, તેને માટે આપણને વિચાર કરવાની જરૂર નથી. નામ કરતાં બીજો મહામંત્ર, મહાયજ્ઞ કે બીજી મહાતપસ્યા કોઇ પણ નથી; નામ કરતા રહો, કૃતાર્થ થશો. અજપાજપની સાથે નામ ભળે છે કે નહિ એ સર્વ આપને જોવાની જરૂર નથી. બાબા, ધન આવ્યાથી જે પ્રમાણે નોકર અથવા admirer નો અભાવ હોતો નથી, તેઓ પોતાની મેળે જ આવીને ધનીની સેવા કરે છે તે જ પ્રમાણે નામરૂપી ધનમાં ધની થયે સર્વ પોતાની મેળે જ હાજર થઇ જશે. પણ માણસનો જ્યારે પ્રથમ ધની થવાનો આરંભ થાય છે ત્યારે જે પ્રમાણે અનેક લોકો તેના વિરોધી થઇ પડે છે અને જો તેઓના ભયથી પૈસો મેળવનાર માણસ ભય પામી ધનોપાર્જનનો ઉપાય ત્યાગ કરે તો તેમ થયાથી જેમ તે ધની થઇ શકતો નથી તે જ પ્રમાણે બાબા, પ્રથમ પ્રથમ કામ, ક્રોધ, એ સર્વે અનેક પ્રકારના ભય દેખાડશે, પણ તેમાં લક્ષ્ય ન દેતાં નિજ કર્મ કરતા રહો; જોશો કે તેઓ વળી

પાછાં ચરણમાં પડી આપની અનેક પ્રકારે ખુશામત અને સહાય કરશે. હવે બધી બાજુએથી દૃષ્ટિશૂન્ય થઇ નામરૂપી ધનનું ઉપાર્જન કરવા ભૂલશો નહિ. નામ કોઇ પણ કારણે છોડતા નહિ. સુખ દુઃખ સર્વે જ સમુદ્રના તરંગો માફક અત્યન્ત ક્ષણસ્થાયી છે, તેઓનાં આસ્ફાલનો જોઈ નામ છોડતા નહિ, એ જ મારૂં નિવેદન છે. પ્રત્યેક નિશ્વાસની સાથે મધુર કૃષ્ણનામ જાણે મળ્યું રહે. કાજકર્મ બધાંએ કરતા રહો, પરંતુ નામ છોડતા નહિ; અવશ્ય રાધારાણી દયા કરશે જ. પાગલની માફક જે તે બોલી દીધું, મનમાં કાંઇ લાવતા નહિ. આપ લોકો તો વકીલ માણસ છો, ગેરકાયદેસર વાતો આપના કાનમાં જાય નહિ. માટે કહું છું કે બાબા, આ સર્વે પાગલની વાતો ગણી તેના પ્રતિ લક્ષ્ય દેતા નહિ. મને પાગલ સમજી મારી ઉપર દયાની નજર રાખજો. દયા કરીને કૃષ્ણ જો કદી પણ સુયોગ આપશે તો આપ લોકોનાં દર્શન મળશે, અને તેમ થયાથી, પ્રાણ ખોલીને પ્રાણની વાતો નિવેદન કરીશ; લખવાની શકિત નથી. આપ લોકો પ્રેમમયીના પ્રેમમાં તરતા રહો પણ વચ્ચે વચ્ચે મને પણ તેમાં ડુબાડતાં ભૂલતા નહિ. મને તદ્દન ગરીબ જાણી મારી ઉપર દયાની નજર રાખજો. બાબા, મારાં સ્નેહમયી માને પણ કહેજો કે તેમના આ હતભાગા સંતાન ઉપર પણ સ્નેહની નજર રાખવા ભૂલે નહિ. તેઓ તો જગજ્જનની છે અને હું પણ જગત બહાર નથી, હું પણ તેમના સ્નેહનું પાત્ર છું. બાબા, આ પ્રેમસમુદ્રમાં તરવામાં

માને પણ સાથે લેજો, આ સમુદ્રની સર્વે ખબરો તેઓ વિશેષ કરી જાણે છે; ડૂબાડતાં પણ જાણે છે અને પાર કરતાં પણ જાણે છે. માટે કહું છું કે માને પણ સાથે લેવાને ભૂલતા નહિ. તેઓ પણ નામ લેતાં રહે. મારા બંને ભાઈઓને સ્નેહ અને પ્રેમ નિવેદન કરજો. મારાં મા આપને નિશ્ચિંત કરે એ જ મારી ઇચ્છા છે.

મારા સ્નેહી કૈલાસ દાદાજીને, સ્નેહી બાબા મહેશચંદ્રને અને ડૉકટર સુરેન્દ્ર બાબાને મારી વાત યાદ દેવડાવજો. તેઓ સર્વે કેમ છે તે લખજો અને લખવાને કહેજો..............

કૃષ્ણ દિન દેખાડશે તો મનની આશા પૂર્ણ થશે જ. મારું શરીર આનન્દમાં જ છે, કશી ચિંતા કરતા નહિ. કૃષ્ણ આપ લોકોને સર્વ રીતે આનન્દમાં જ રાખે એ જ પ્રાર્થના. ઇતિ.

આપ લોકોનો

દેર

## પત્રાંક ૨૧

### સ્નેહી બાબા! ( મહેશચન્દ્ર )

બાબા શા વાસ્તે ઘણા સમયથી ચૂપ રહ્યા છો ? તમારા આ પુત્રે શું અજાણતાં કોઈ જાતનો દુષ્ટ વ્યવહાર કરી આપને કષ્ટ આપ્યું છે, કે જેને માટે આવી રીતે તેને શિક્ષા કરો છો? બાબા, મેં તો પ્રથમથી જ કહ્યું છે કે દુષ્ટ છોકરાનાં માબાપ થવાથી વચ્ચે વચ્ચે થોડુંક કષ્ટ તો મળવું જ જોઈએ. ગમે તેમ હોય, પણ શરીર કેમ છે તે લખી નિશ્ચિંત કરજો. મારાં પ્રિય બહેનને કુમિલ્લા મોકલવાનું થયું છે તે સંવાદ દત્ત મહાશયના પત્રથી જાણી આનન્દિત થયો છું, પરંતુ કેવી રીતે પહોંચ્યાં છે તે ન જાણ્યાથી ચિન્તિત રહ્યો છું. મારા મોટાભાઈ પણ કુમિલ્લા ગયા હતા અને યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી હતી પણ હું પત્ર મળતાં જ મોટાભાઈનું નામ શોધું છું, એક દિન હું તેમને મેળવીશ ને મેળવીશ જ—મોટાભાઈને મારાં સ્નેહ અને પ્રેમ નિવેદન કરજો અને તેઓ કેમ છે તે લખજો. જ્યાં સુધી તેમને મેં નજરે જોયા નથી ત્યાં સુધી મારા મનને પૂર્ણાનંદ થતો નથી, પ્રાણ અત્યન્ત છટફટ કરે છે. જ્યારે ખેંચાણ આટલું છે ત્યારે નિશ્ચય વહુ છોકરાંઓ સર્વે એકત્રિત થઈ આપની સમક્ષ હાજર થઈશું અને આપની દયાથી

ચન્દ્રનાથ, ઇત્યાદિનાં દર્શન કરી આવીશું. કહો બાબા, તે આનંદનો દિન આવવાને હજી કેટલો વિલંબ છે, મન હવે માનતું નથી, સદાએ જાણે ઊડે છે. કલકત્તા થઇને ગોયાલન્દ, ગોયાલન્દ થઇને ચાંદપુર, ત્યાંથી કુમિલ્લા અને કુમિલ્લા થઇને આપ લોકો નિકટ ક્યારે હાજર થવાશે? આને માટે મારી માફક અનેક જણ વાટ જોઇને બેઠાં રહ્યાં છે. પણ હજુએ પણ આ ખબર આપનાં સ્ત્રી જાણતાં નથી. મારું શરીર પહેલાં કરતાં ઘણું સારું છે, હવે ચિંતા નથી એમ લાગે છે. જેણે ભાંગ્યું હતું તે જ વળી પાછું ઘડે છે. મારે પક્ષે તો તો આ ભાડાનું ઘર છે, રહ્યો તોયે સારું અને ચાલ્યો ગયો તોયે હાનિ નથી, બીજું ઘર ભાડે રાખીશ, મારે કશાથીએ દુઃખ થવાનું નથી. મરામતની જરૂર જણાતાં હું પોતે તો હાથ લગાડતો નથી, જેનું ઘર છે તેને નોટીસ આપી કે થયું. ત્યાર પછી તે પોતાની ઇચ્છાનુસાર બીજે દહાડી દે છે અને વળી પાછો હું આનન્દથી વાસ કરું છું અને જ્યારે નથી દેતા ત્યારે પણ મને દુઃખ નથી, માલિકની પાસે પાસે ફર્યા કરું છું. મારે તો સર્વત્ર જ આનંદ છે. માટે કહું છું કે બાબા, મારે વિષે ચિંતા કરતા નહિ. તમારા આ પાગલ પુત્રને કશાથીએ દુઃખ આપી શકાવાનું નથી. આપનો પત્ર મેળવવા માટે વ્યાકુલ થઇ રહ્યો છું, સકલ રકમ શુભ સંવાદ સાથનો પત્ર આપી આનન્દિત કરજો. આજકાલ શરીર કેમ ચાલે છે? હજી નોકરી કેટલા દહાડા બાકી છે? નોકરી છે તેટલામાં

પાગલ દરવાજો

મારું ત્યાં આવવાનું થવું જોઈએ, તેમ થયાથી જ આનંદ થશે. કુમિલ્લાથી આજ કેટલાક દિવસ થયાં પત્ર મળ્યો નથી, હું જાણતો નથી કે શું તે મારા દોષ થયો છે કે શું? તે લોકોના ખબર મોટાભાઈ લાવ્યા છે તો મને પણ આપજો, એ જ નિવેદન.

આપનો સ્નેહી

દર

### પત્રાંક ૨૨

**મારા સ્નેહી દાદા! (શ્રી ઉપેન્દ્રચન્દ્ર મજુમદાર, શિલચર.)**

આટલા દિવસ તો ચૂપ કરી રહ્યા પણ આખરે રહી શક્યા નહિ; ગમે તેમ હોય, પણ ભાઈ, આજે તમને મેળવીને મારા આનંદની સીમા નથી. તમે લોકો જ મોટાભાઇ, મારો દેહ છો—તમે લોકો જ તેમાંનો પ્રાણ છો; માટે તમે લોકો સુખમાં રહ્યાથી જ હું આનન્દમાં રહ્યા વગર રહી શકું તેમ નથી. તમારા લોકોના સામાન્ય કષ્ટથી હું એટલો દુઃખિત થાઉં છું કે ચતુર્દિશામાં હું માત્ર શૂન્ય જોઉં છું. કૃષ્ણ તમારા લોકોને સદા આનન્દમાં જ રાખે એ જ તેમની નિકટ મારી વિનીત પ્રાર્થના છે. મોટાભાઇ, તમારા લોકોને એક વાર જોયા વગર જો મારે જવાનું થશે તો તેમ થયેથી મારા કષ્ટની સીમા રહેશે નહિ. તમારા લોકોને જોવા માટે પ્રાણ અત્યન્ત વ્યાકુલ થયો છે અને કોઈ પણ રીતે સ્થિર થઇ શકતો નથી, હું જાણતો નથી કે તમે લોકો કયા ખેંચાણથી તેને ખેંચો છો. પ્રભુ કરે અને તમો સર્વે બહુ મોટા લોક થાઓ, તેમ થયેથી જ તમારા આ દરિદ્ર ભાઇને કશો પણ અભાવ રહેશે નહિ, જયારે જે પણ ઇચ્છા કરશે તે કરી શકશે. કૃષ્ણ તમારા લોકોને અન્તર્

અને બહિર્ મોટા લોક કરે એ જ માત્ર મારી પ્રાર્થના છે. મોટાભાઈ, તમારા સ્વપ્નની વાતને કેવળ સ્વપ્ન સમજતા નહિ, આમાં સત્યતા પણ ઘણી છે. તે જ સમયે બીજા પણ બે ત્રણ સ્થાનેથી એ જ સમાચાર મળ્યા છે; તમારા લોકો ઉપર પ્રભુની અપાર દયા છે. અલાહાબાદથી C. P. Singh, M. A., L. L. B. અને તેમના નાના ભાઈએ પણ ઠીક આ જ વાત લખી છે, પરંતુ C. P. Singh જ્યારે મળ્યો હતો ત્યારે તે સૂતો નહોતો, જાગતો હતો. માટે કહું છું કે મોટાભાઈ, આને કેવળ સ્વપ્ન સમજતા નહિ. સાક્ષાત્ મિલન થવા પૂર્વે આવી જ રીતે સ્વપ્નદર્શન થાય છે, આ સ્વભાવિક નિયમ છે. આ પછી આશા થઈ છે કે સત્વર જ સાક્ષાત્ મિલન થવાનો સંભવ છે. મને જ્યારે પણ મળવાની ઇચ્છા થાય છે કે તે જ વેળાએ એક વાર Photo નજર સામે રાખું છું અને આનંદમાં ઉન્મત્ત થાઉં છું. મોટાભાઈ, જો હું તમારે ત્યાં ગયો તો અટલ ઇત્યાદિ ઘણાંએ સાથે આવશે. તેઓની પણ ઘણી ઇચ્છા છે કે તમારા લોકોને એક વાર જોવા. ત્યારે તો બધાંએ એકત્રિત થઈ આનન્દમાં ડૂબ્યાં રહીશું. આ વાતનો વિચાર આવતાં પણ આનન્દ મળે છે, કેવું આશ્ચર્ય! તે શુભ ક્ષણ હજી કેટલી દૂર છે તો કૃષ્ણ જ જાણે. તેઓ ઇચ્છામય છે, તેમની જ ઇચ્છા પૂર્ણ થશે.

પરમ સ્નેહમય બાબાનાં શરીર અને મન આનન્દમાં છે, સાંભળી મને મારો આન્દ રાખવાનું સ્થાન મળતું

નથી; બાબાને પણ કહેજો કે મારું શરીર પહેલાં કરતાં ઘણું સારું છે કે જેથી તેઓ કોઇ પ્રકારે ચિંતા ન કરે. તમારા લોકો સાથે મળવાનું થશે કરી દયામય કૃષ્ણ આ શરીર રાખી ગયા છે, હવે દયા કરી તે દહાડો પાસે લાવેથી જ આનન્દની પૂર્ણમાત્રા થશે. એક દિન ને એક દિન તે શુભદિન થશે ને થશે જ. બાબાને કહેજો કે મારી ઉપર પણ સ્નેહની નજર રાખે. જ્યાં સુધી દર્શન મળતાં નથી ત્યાં સુધી સમયે સમયે તમારા લોકોના સમાચાર મળે એવું ઇચ્છું છું. જતાં પહેલાં પ્રભુ તમને તમારા નિજ કર્મમાં નિયુક્ત કરે તો તેમ થયાથી વધુ આનંદ થશે. અને વળી જો બાબાની અભિલાષા પૂર્ણ થાય અને તેમને નન્દલાલા મળે તો તેમ થયાથી કેટલો બધો આનંદનો પ્રવાહ વહેવા માંડશે તે હું કહી શકતો નથી. પ્રભુ આ સકલ સુખ અને આનંદનો ખેલ એક વાર દેખાડે એ જ તેમની નિકટ મારી પ્રાર્થના છે. કુમિલ્લાથી પત્ર મળ્યો છે, સર્વે સારાં છે જાણ્યું; કૃષ્ણ ક્યારે શુભ સંવાદ આપશે તેને માટે ઉત્સુક થયો છું. કશી ચિંતા નહિ, કૃષ્ણ સર્વ દિશામાં આનન્દ જ કરશે.

આપણા સ્નેહી દાદાજી **શ્રી**યુક્ત કૈલાસચન્દ્ર દાદા કલકત્તાથી આવ્યા છે કે નહિ, મોટીમા કેમ છે, એ લખજો. મારે વિષે ચિંતા કરતા નહિ, પણ તેથી ભૂલ્યા રહેતા નહિ. મારા ડૉકટર બાબા કેમ છે,

અને તેમની ખેતીવાડીનું કામ કયાં સુધી પહોંચ્યું છે તે લખવા કહેજો. તેમનાં પુત્રકન્યા સર્વે કેમ છે તે લખજો.

તમારો મોટોભાઈ

હર

## પત્રાંક ૨૩

**સ્નેહી ઉપેન દાદા !**

તમારો પત્ર વાંચી પરમ આનન્દિત થયો છું. ભાઇ, અન્તરમાં તો દર્શન મળે છે તો પછી શા વાસ્તે આ પ્રમાણે લખ્યું છે કે સામાન્ય ચક્ષુએ કરી દર્શન...... તે પણ થશે. તે દિવસે કુમિલ્લાથી બહેન પણ તેજ પ્રમાણે લખે છે કે કલકત્તા આવીને પણ એક વાર તેમની સાથે મેળાપ કર્યો નહિ. ભાઇરે ! અલ્પ સમય માટે તમો સર્વેને મળીને આશા મટત નહિ, તેથી ભાઇ, એ પ્રદેશમાં જવાનો વિચાર તદન છોડી દીધો. ઓચિંતો દેશ ચાલી ગયો તે પણ જાણે કે ચોરીછૂપીથી ગયો એમ કહી શકાય. તેમાં જ પંદર દહાડાને બદલે એક માસ થઇ ગયો. તેથી આ વખતે તમારા લોકોની નિકટ ગયો નહિ. કૃષ્ણ જો દિવસ દેખાડશે તો બધાંએ સાથે મળી દીર્ઘકાલ પર્યંત વાસ કરી મનની આશા મટાડીશું. તમારા લોકોને માટે કેવળ હું જ ઉત્સુક છું તેમ નથી, ઘણાંએ મારા કરતાં વધુ વ્યાકુલ થઇ રહ્યાં છે. જ્યારે હું તમારા લોકોની નિકટ જઇશ ત્યારે જોશો કે કેટલાએ ઇન્દ્ર, ચન્દ્ર, સર્વે એકત્રિત થઈ તમારા લોકોની નિકટ હાજર થશે. ભાઇ રે ! હું દરિદ્ર છું એ સત્ય છે, પરંતુ તમે લોકો તો મારા જેવા નથી. કોઇ રાજા, કોઈ જમીનદાર, કોઇ

જજ, કોઇ મેજીસ્ટ્રેટ, તો કોઈ વળી મોટા મોટા ડૉકટરો, વકીલો. તેઓના સંગમાં મને જોઇને ઠીક એમ જ લાગે કે ગુલાબ, મોગરા, ચંપા ઇત્યાદિ ફૂલોમાં જાણે કે એક ધતુરાનું ફૂલ; તે ગમે તેમ હો ભાઇ, પણ કશી ચિંતા કરતા નહિ. કૃષ્ણ અવશ્ય તે દહાડો દેખાડશે જ્યારે સર્વે એકત્ર થઇ પૂર્ણાનન્દભોગ કરીશું. ભાઇરે ! પ્રભુએ આપણાં મન પ્રમાણે નન્દલાલાને આપ્યો છે, તો તેને લઇને આપણે આનંદ કરી શકીશું. આપણા પ્રિય બાબાએ તો માગી માગીને માંડમાંડ નન્દલાલાને આણ્યો છે—તેમના તે નન્દલાલાને કૃષ્ણ આનંદમાં રાખે. ગઇ કાલે જ કુમિલ્લાથી પત્ર મળ્યો છે. મા, બાબા, બહેન સર્વેએ જુદું જુદું લખ્યું છે. સર્વે સારી પેઠે છે. આપણા પરમ સ્નેહી દાદાજી શ્રીયુકત કૈલાશચન્દ્ર દાદાને મારી વાત યાદ દેવડાવજો. તેઓ મને ભૂલી ન જાય અને ભૂલ્યા ન રહે. કયારે સર્વેને આંખોથી નિહાળું તે તો તે કૃષ્ણ જ જાણે. ભાઇ, હરિ બોલવા ભૂલતા નહિ, સદાએ જાણે મન અને મુખ એક થઇ હરિનામ બહાર પડે. આપણા બાબા અને ડૉકટર બાબાને મારી વાત કહેજો. તેઓ કેમ છે? ડૉકટર બાબાનાં પુત્રકન્યા સર્વે કેમ છે તે લખજો. આપણા દાદાજી અને મોટીમા કેમ છે તે લખવાને ભુલતા નહિ. ભાઇ, કોઇ પણ જાતનો ભય રાખતા નહિ, પ્રફુલ્લિત મન રાખીને હરિ બોલો. મધુર કૃષ્ણનામ લઇને કોઇ કદી પણ નિરાનન્દમાં રહી શકતું નથી. આજ કાલ એક બહુ જ ગમ્મતની વાત બને છે. બે જંગલી પક્ષીઓ

રોજ સવારના પહોરમાં બે વૃક્ષ ઉપર બેસી "કૃષ્ણ ભજો" by turn બોલી મને પાગલ કરી મૂકે છે. સવારના પહોરમાં અડધો કલાક માત્ર તેઓ આ પ્રમાણે મને સચેત કરે છે. વનનાં પક્ષીઓને કોણે આ પ્રમાણે શિખવ્યું ?——ધન્ય છે તેને જેનાં એ પક્ષીઓ છે અને જેણે એને શિખવ્યાં છે. હે કૃષ્ણ, તમે જ ધન્ય છો; હે પક્ષીઓ, તમે પણ ધન્ય થયાં છો. ભાઇરે ! હું આ આનન્દ લઇને જ રહ્યો છું. આ મહિનાના ૧૫–૨૦ દહાડા સુધીમાં હું કાશ્મીર જઇશ. મારું શરીર સારું છે, કશી ચિંતા કરતા નહિ. તમે સુસ્થ રહીને "કૃષ્ણ" બોલો.

તમારો

હર

## પત્રાંક ૨૪

ભાઇ રાધા !

તમારો પત્ર વાંચી બહુ જ આનન્દિત થયો છું. પૂર્ણાનન્દમાં રહી આનન્દમયની આનન્દ લીલાનાં દર્શન કરતા કરતા ફરતા રહો. ભાઈ, પ્રભુની રથજાત્રાની લીલાનાં દર્શન કરી શ્રીધામ વૃંદાવન જજો; આ વખતે વન દર્શન કરવા જજો. પૂરીમાં કેવી જાતનો આનંદ મળે છે, પ્રાણ કેવી રીતે મત્ત થાય છે, સાધુસંગમાં કેવા ભાવથી રહો છો એ સર્વ વિસ્તારપૂર્વક લખજો. ભાઇરે, સ્વાર્થને માટે જગત પ્રભુનું નામ લેતું આવે છે—એને લીધે હું બહુ જ દુઃખિત થઇ પડયો છું; મારા પોતિકા એવા તમે, નિસ્વાર્થ ભજનમાં શા શા લાભો સમાયલા છે અને તેમાં કેટલો આનન્દ છે, તે કરી એક વાર જગતને દેખાડો, ભાઈ. ભાઇરે! નિસ્વાર્થ ભજનના અતુલ આનન્દ પાસે બ્રહ્મત્વ કે શિવત્વ કશુંએ નથી, તો સામાન્ય રાજત્વ કે ન્યાયાધીશપણાની તો વાત જ નહિ. જગતની સામાન્ય ઉચ્ચ પદવી પર પહોંચેલ વ્યક્તિગણ વિપદ્દમાં પડયાથી અથવા તો અભિમાન વશતઃ હરિનામ લઇ એમ સમજે છે કે તેઓએ હરિને કૃતકૃતાર્થ કર્યા અને હરિનો ઉદ્ધાર સાધન કર્યો. ભાઈ, કૃષ્ણકૃપાથી આદર્શ ભક્ત થઇ

જગતને દેખાડો અને રઘુનાથ દાસ પેઠે સર્વને ત્યાગ શિખવો. ભાઈરે! ખરેખર જ, કોઈ પણ મઠમાં રહ્યાથી ઇચ્છા પ્રમાણે ભ્રમણ અને દર્શન કરી શકાશે. પરંતુ ગમે ત્યાં રહો પણ વચ્ચે વચ્ચે મારાં મા અને બાપની સાથે મેળાપ કરવા ભૂલતા નહિ. તેઓને તેઓના આ પુત્રની વાતો કહેજો અને એ પણ નિવેદન કરજો કે તેઓના આ નાલાયક સંતાન ઉપર સદા સ્નેહની નજર રાખે. મારાં મા કેમ છે તે ઉત્તરમાં લખવાને ભૂલતા નહિ. વળી એક બીજી વાત, શ્રીક્ષેત્રમાં રહેતાં રહેતાં કોઇ પણ જગાએ એક સામાન્ય સ્થાન જોજો કે જે દ્વારા એક સામાન્ય ઝૂંપડી અને તુલસી કાનનનું સ્થાન (ભવિષ્યમાં) થઇ રહે; આથી આપણું નામ શ્રીક્ષેત્રમાં ચિરદિન રહી શકશે; ત્યારે પછી નરકમાં પણ ગયેથી હાનિ થવાની નથી. કારણ કે મહાપુરુષો પણ આપણા જેવા અપાત્રોનાં નામો લેશે. આ ભાવથી મોટા લોકોએ નામ લીધાથી આપણે પણ કૃષ્ણકૃપા મેળવીશું. રામચંડીસાહિના **શ્રી**યુક્ત **ન**ગેન્દ્રનાથ **મુ**ખ્યોપાધ્યાયને મળી નિવેદન કરજો કે શા વાસ્તે તેઓ આ અધમ ઉપર નિર્દય થયા છે. શા કારણસર ઘણા સમય થયા તેમનાં પત્રાદિ મળ્યાં નથી? ટોળું મળી પ્રભુદર્શને જતા નહિ, એકલા ગોપનમાં દર્શન કરવા જજો, બહુ ગડબડના (ગોલમાલના) સમયે પ્રભુનાં દર્શને જતા નહિ; તે સમયે મંદિરના સિંહદ્વારે બેસી હરિનામ કરજો. ઉત્કંઠાપૂર્ણ પ્રભુના નિજજનનાં દર્શન

કરીને જ પરમાનન્દ ભોગ કરજો; તે સમયે દર્શને જવાથી તેટલો આનંદ મળવાની સંભાવના નથી. ભાઇરે! આપણા દલમાં અમારા મુખ્ય નાયક થાઓ એ જ માત્ર મારી આશા અને ઇચ્છા છે. અમે બદ્ધજીવ બધુ બદ્ધ થયાં છીએ, તમે હવે મુકત છો માટે મુકતોની માફક કર્મવીર છો. પ્રભુના શ્રીઅંગ ઉપર લેપન કરેલું થોડુંક ચન્દન અને તેમની માળા મને મોકલાવી મને પણ ઉપકૃત કરજો એ જ ભિક્ષા. મધ્યે મધ્યે સમુદ્ર કિનારે એકલા એકાંતમાં બેસી પ્રભુની *અંગભંગી અને અપૂર્વ લીલાનાં (ખેલાનાં) દર્શન કરજો, તેનાથી પૂર્ણાનંદ મળશે. ભાઇ, શ્રીક્ષેત્ર યાદ આવતાં બીજી કોઇ પણ જગાએ રહેવાની ઇચ્છા થતી નથી, એમ થાય છે કે સામાન્ય કૂતરો થઇને પણ ક્ષેત્રવાસ કરું. મારા નસીબમાં શું તે છે ખરું ? તમે લોકો આનંદ મેળવો, હું અહિં રહીને પણ આનન્દિત થઇશ. તમે લોકો ચિરસુખમાં રહી પ્રભુની લીલાનાં (ખેલાનાં) દર્શન કરો, મને જે કરવા મોકલ્યો છે તે જ હું કરું છું અને કરીશ. આજ કાલ હું બહુ જ રોકાયલો રહું છું. દરરોજ મોટા મોટા મહાપુરુષોના–કોઇ જજ, કોઇ મેજીસ્ટ્રેટ, કોઇ કલેકટર તો કોઈ વકીલના–પત્રોએ મને અતિશય રોકાણમાં રાખી મૂકયો છે. ભાઇ, ગરીબને લાગુ પડેલ "હવાઇ કિલ્લા"ના રોગના જેવી મારી અવસ્થા થઇ છે, અત્યન્ત કંટાળી ગયો છું; હું જાણતો નથી કે તમારા લોકોના લીલામયનો આ શો ખેલ છે. મારાં મા બાપને મારો

પ્રેમ નિવેદન કરજો; તેઓ કેમ છે, મારા થઈને તમે તેઓની ખબર લેજો અને સેવા કરજો. હું તો તેઓનો અપાત્ર સંતાન છું, કશાંએ ખપનો થઇ પડયો નહિ. કૃષ્ણ–કૃપાથી છોકરાંઓ સારી પેઠે છે, ચિન્તિત થતા નહિ.

તમારા લોકોનો

હરિ

---

*શ્રીગૌરાંગ મહાપ્રભુએ કરેલી "અસ્થિસન્ધિત્યાગ"ની લીલાનો શ્રીહરનાથ પ્રભુ અત્રે ઉલ્લેખ કરે છે.

## પત્રાંક ૨૫

**શ્રીયુક્ત વન્દ્યોપાધ્યાય* મહાશયની સમીપમા,**

નમસ્કાર સહ નિવેદન એ કે—

આપનો દયાથી પરિપૂર્ણ પત્ર વાંચ્યો અને મને પોતાને ધન્ય સમજ્યો કારણ કે આપ લોક જેવા મહાશય અને મહાપુરુષે દયા કરી આ અધમને સંભાર્યો છે. મારા જેવો હતભાગી આપને જડશે નહિ. હું સામાન્ય પેટને માટે પોતાના પ્રભુને ભૂલી મનુષ્યની સેવા કરું છું. આ જાણીને જ આપને ઘૃણા આવશે. ગમે તેમ હોય પણ મારાં આશા અને ભરોસો આપ લોકો જ છો, તેથી જ આપ લોકોના મુખની સામે તાકીને બેસી રહ્યો છું કે જેથી ચિરદિન આવી જ દયા મળ્યા કરે.

રાધાવલ્લભ શ્રીધામ વૃન્દાવન જઇ પહોંચ્યા છે. તે ધામમાં તેઓ ચાર માસ રહેશે. તેમના જેવા સૌભાગ્યવાન જગતમાં બહુ જ થોડા છે, આ ભવમાં આવવાનું તેમનું જ સાર્થક થયું છે. પોતાની ઇચ્છાનુસાર લીલાસ્થાનોનાં દર્શન કરવામાં અને શ્રવણકીર્તનમાં તેમનું છેવટનું જીવન આનન્દમાં નિર્ગમન થાય છે; આશીર્વાદ કરો કે તેઓ આ આનન્દ હજુ થોડા વધારે દહાડા ભોગ કરી શકે અને ભોગાવસાને પ્રભુના દાસ ( ભૃત્ય )

થઇ નિત્યધામમાં નિત્યલીલાના સંગી થાય. આપ લોકોના આશીર્વાદ અમોઘ હોય છે માટે જ તો મારી આ ભિક્ષા. મેં તો આપના સાંડિલ્ય કુલમાં જન્મ લઈ કુલને અપવિત્ર કર્યું છે. જે કુલમાં આપ જેવા મહાપુરુષો થયા છે તે કુલ દ્વારા જ આ ચંડાલે પણ કયા પુણ્યના ફલથી સ્થાન મેળવ્યું છે તે હું જાણતો નથી. મારી ઉપર દયા રાખજો અને મને ભાઇ તરીક ગણજો એ જ પ્રાર્થના.

આપે જે પથનું અવલંબન કર્યું છે તેની તુલના નથી, છતાંએ મારી ભિક્ષા એ છે કે જ્યાં સુધી પિતાનું વૃદ્ધ શરીર છે ત્યાં સુધી વચ્ચે વચ્ચે તેમના ચરણનાં દર્શન કરી આવજો—નહિ તો આ વયમાં તેમને બહુ કષ્ટ થશે. સંસારમાં અનેક કષ્ટો સહન કરવા કરતાં આ ભાર કેટલો બધો ઉચ્ચ છે તે કહેવાની શક્તિ નથી; હું જાણતો નથી કે શા માટે આપણે નિજ હાથે જ લઇને વિષ ખાઇએ છીએ. આપ લોકો દયાની નજર રાખેથી, હું આશા રાખી શકું છું કે અમે પણ આપ લોકોના પથે જઈ શકીશું, અમારા પોતાના પ્રયત્નથી તો થવાનું નથી, તે શકિત પણ અમને નથી.

જ્યારે દયા કરી મને ધર્યો છે તો વચ્ચે વચ્ચે આ નાના ભાઇની ખબર લેતા રહેજો, એ જ પ્રાર્થના છે. એક વાર દયા કરી તો વળી પાછી લઇ લેતા નહિ. સર્વેએ મળી મને કુલથી અને ઘરથી બહાર કર્યો છે, તેથી આજે આ કષ્ટ મળે છે, હવે શરમ

રાખ્યાથી પેટ ભરાશે નહિ કરીને જ સકલ કષ્ટ આનંદથી સહન કરૂં છું. વૃદ્ધા વેશ્યાના જેવી રખે પાછળથી મારી અવસ્થા થાય તેજ ભય રહે છે. દયામય જે વ્યવસ્થા કરશે તે શિર નમાવી વહન કરીશ. તેને માટે હું ચિન્તિત નથી.

આપલોકોની કૃપાનો પ્રાર્થી

હર

---

* શ્રીયુક્ત નનિલાલ વન્દ્યોપાધ્યાય બ્રહ્મચારી, રાધાકાન્તજીનો મઠ, પૂરી. (તેઓ કેટલાંક વર્ષો થયાં ગૃહત્યાગ કરી સંન્યાસી થયા છે.)

## પત્રાંક ૨૬

**ભાઇ કૃષ્ણરે !**

તમારા પત્રે શો આનન્દ આપ્યો તે પત્રમાં શું જણાવું ? કૃષ્ણ બહુ જ દયામય છે તેથી જ આજે આ આનન્દ પ્રાપ્ત થયો. ભાઇ, તમારે માટે સમયે સમયે મને જે યાતના થાય છે તે તો તે અન્તર્યામી જ જાણે છે. સાધુ સંગ કોઈ પણ છોડવા ચાહતું નથી. તે દિવસે નન્દ બાબુના પત્રથી જાણ્યું કે પૂરીમાં તમારે રહેવા માટે સ્થાન સકલ સમયે તૈયાર જ છે, જ્યારે ઇચ્છા થાય ત્યારે જઇ શકો છો. ભાઇ, તમારું શરીર સારું થયે તે લોકો કોઇ ને કોઇ જગાએ નોકરી મેળવી આપશે, તે વિષે ચિન્તિત થતા નહિ. હવે શરીર કોઇ પણ રીતે સબળ કરો એ જ મારી ઇચ્છા છે. ભાઇ રે, આટલી ચિન્તા શા વાસ્તે; જીવમાત્ર જ તો કૃષ્ણના પ્રતિપાલ્યમાં છે તો પછી તમારાં છોકરાં શું ખાશે તેની ચિંતા કરી દુઃખિત થશો નહિ; આ જગત ખાવા માટે જ છે, આપણે જગત બહાર નથી તો પછી શા વાસ્તે ચિંતા કરવી, અવશ્ય ખાવા મળશે જ. ભાઇ, તમારું મુખ યાદ આવતાં સુખદુઃખથી મારું અન્તર ભરાઈ આવે છે, કેટલા દિવસો પછી ફરી પાછું તમારું મુખ જોઇ શકીશ તે તો તે કૃષ્ણ જ જાણે

છે. મન અત્યન્ત વ્યાકુલ થયું છે, હવે વધુ રહી શકતું
નથી. મારા મનની માફક શરીર પણ બહુ જ અસુસ્થ
થઇ પડયું છે; આવું શરીર લઈને વધુ દહાડા રહેવું તે
ખરેખર જ કષ્ટકર લાગે છે. પરંતુ પ્રભુ જેટલા દહાડા
રાખશે તેટલા દહાડા આ ભાવે રહેવું પડશે, ના કહીશ
નહિ, કહેવાની શકિત પણ નથી. ઇચ્છા પણ નથી. ભાઈ,
કદી પણ તેમની ઇચ્છા વિરુદ્ધ કશું પણ કરવાનું કે
માગવાનું ન થાય. કૃષ્ણની કૃપા કે અકૃપા સમાન આનન્દ
સહિત ગ્રહણ કરી શકું, કૃષ્ણની દયા કે અદયા વિષે
વિચાર કરવાની ઇચ્છા કદી પણ અન્તરમાં ન આવે.
ભાઇ, કૃષ્ણનામ જ તમને વારંવાર વિપદમાંથી રક્ષા
કરતું આવ્યું છે, નામનાં ગુણ અને શકિત તમે તો
જાણો છો. નામ કદી પણ છોડતા નહિ, સુખ દુઃખમાં
દિવસો તો ચાલ્યા જશે જ, તેને વિષે ચિંતા કરતા નહિ.

**તમારો મોટોભાઇ**

હર

## પત્રાંક ૨૭

ભાઈ કૃષ્ણ !

તમારા બંને પત્રો મળ્યા. આજકાલ ઉત્તર આપતાં આજ કાલ કરતાં કરતાં વિલંબ થઈ પડે છે. તે ઉપરાંત આજ એક માસથી મન અને શરીર યુદ્ધ આરંભ કરી બંને જ નિસ્તેજ થઈ પડયાં છે. ભાઇ, જેની કમ્મર ભાંગી ગઇ છે એવાને માથે વધુ બોજો પડે છે; એક તો ભાંગેલું શરીર વળી વધુ ભાંગ્યું છે અને ભાંગે છે. ગમે તેમ હોય, કશી ચિંતા કરતા નહિ. કોઇ પણ કામને વિષે લાયક નહિ એવા આ તમારા મોટાભાઇનું જવું કે રહેવું ઉભય સમાન જ છે, ગયેથી હાનિ થવાની નથી, રહેવાથી જો હાનિ થાય તો તે તેટલી બધી નહિ. માટે કહું છું કે ભાઈ, કશી ચિંતા કરતા નહિ, નિશ્ચિંત મને નામ લો અને આગળ વધતા રહો. ભાઇ રે, આ ખેલ હવે પુરાણો થઈ પડયો છે માટે હવે સારો લાગતો નથી, નવીન ખેલ પ્રતિ પ્રાણ આકર્ષાયો છે. રાધા પૂરીમાં રહીને મને વધુ પાગલ કરી મૂકે છે; સદાએ શ્રીક્ષેત્ર યાદ આવી મને બહુ જ વ્યાકુલ કરી મૂકે છે. ભાઇ, એ સ્થાન જાણે મને ચિરપરિચિત લાગી બહુ જ કષ્ટ આપે છે; પાછાં શું દર્શન મળશે ? આ હતભાગાના નસીબમાં

વળી પાછો તે શુભ દિન આવશે? કોણ જાણે, ભાઇ, ઇચ્છામયની શી ઇચ્છા છે. શ્રીક્ષેત્રથી રાધાનો પત્ર વચ્ચેવચ્ચે મળ્યા જ કરે છે—રાધા માબાપના સ્નેહથી બહુ જ આનન્દમાં છે, તેને કશુંએ કષ્ટ નથી, તે આનન્દમાં મસ્ત છે. હરિસભામાં અમૃત અને શશી દાદાને બે પત્રો આપજો.

તમારા લોકોનો

હર

## પત્રાંક ૨૮

ભાઈ કૃષ્ણ !

ભાઈ રે, તમે જે અમૂલ્ય રત્ન મને આપ્યું છે તેને માટે તમને વધુ શું કહી ધન્યવાદ આપું ? આને લીધે જ લોક સત્સંગ કરવા આટલા યત્નવાન થાય છે. ગમે તેમ હો, ભાઇ, પણ આવી નજર હમેશાં રાખજો. હું વિદેશમાં છું એમ સમજી અન્તરનો અન્તર કરતા નહિ; જયારે જે કાંઈ સારું મળે ત્યારે મને સંભારજો. હું ઉપયુક્ત ન હોવા છતાંએ મને તમારામાંનો એક જણ ગણજો, તેમ થયાથીજ હું ધન્ય થઇશ, મને પોતાને સૌભાગ્યવાન સમજીશ. ભાઇ રે, તમારા લોકો માટે પ્રાણ સદાએ શું કરે છે તે તો તે અન્તર્યામી સિવાય બીજો કોણ જાણે? ભાઇ, મનનો ભાવ મનમાં જ આવે છે અને મનમાં જ સમાઇ જાય છે; સમયે સમયે બહુ યાતનાદાયક થઇ પડે છે. આ વેળાએ દેશથી આવ્યા બાદ મન એવું તો વ્યાકુલ થયું છે કે પ્રકાશ કરવાની શક્તિએ નથી. હું જે દિશામાં નજર કરું છું તે દિશામાં જોઉં છું કે એક અસીમ અનન્ત પથ મારી સામે રહ્યો છે અને મારું મન પણ જાણે તે મહા અનન્ત પથ વિષે ભાવના કરતાં સમયે સમયે મહા આનન્દ મેળવે છે અને કોઇ સમયે વળી અસ્થિર પણ થાય છે. ભાઈ રે, તમારા લોકોને મેળવીને હું મારો સર્વ

ખેલ ભૂલી ગયો છું, નિજના ઇષ્ટ કે અનિષ્ટનો એક વાર પણ વિચાર કરતો નથી, વિચાર કરવાની પણ ઇચ્છાએ થતી નથી. ભાઈ રે, આ સુખ વૈકુંઠમાં પણ નથી એમ લાગે છે; ત્યાં સર્વે નામમાં મત્ત રહેતા ન હોય એ સંભવિત છે. કોઈ ધ્યાન, કોઇ જપ, તો કોઇ યજ્ઞ, ઇત્યાદિ નાનાભાવમાં મગ્ન રહે છે; આ સંકીર્ત્તનનો આનન્દ તેઓ જાણતા નથી. જે જગાએ સંકીર્તન નથી તે જગાએ અવિચ્છિન્ન પ્રેમ હોતો નથી. તેથી જ વચ્ચે વચ્ચે બહુ કષ્ટ રહે છે અને ભય રહે છે કે પાછળથી રખે સત્વર તેડું આવે. ભાઇ રે, નોકરને તે વળી નિર્દિષ્ટ સમય કેવો, પ્રભુ જયારે પણ હુકમ કરશે કે તરત જ જવું પડશે, ના કહેવાની ઇચ્છાએ નથી ને શકિતએ નથી. કોઇ કોઈ વખત નોકરે "ના" "ના" કહેથી પ્રભુ સાંભળે છે ખરો, પરંતુ તેથી કાંઇ હુકમ થયેથી મારે પણ શું ના કહેવું. કદી પણ નહિ. તમે લોકો પરમાનન્દમાં રહો, હું જોતો જોતો ચાલ્યો જાઉં. હરિસભાના ભાઈઓને કહેજો કે દેશાન્તરિત થયેલા આ પતિત ભાઈને સ્મરણમાં રાખે. પાછું શું મળવાનું થશે ખરું ? કોણ જાણે, ભાઈ, તે ઇચ્છામયની શી ઈચ્છા છે. અનુરાગને દઢ કરવા માટે દુઃખ જ એક માત્ર મસાલો છે. વ્યાકુલ થતા નહિ, કૃષ્ણ સકલ મંગલ કરશે. હરિસભાના સર્વેને "નિતાઇ ગૌર રાધેશ્યામ" નિવેદન કરજો. પ્રભુપાદને મારા પ્રણામ નિવેદન કરજો. છોકરાંઓ સારી પેઠે છે, રાઈ

અને તેનાં માબાપ હાતરસમાં સારી પેઠે છે. મને સ્મરણમાં રાખજો.

ભૂપાલની સાથે જો મેળાપ થાય તો તેને મારો પ્રેમ દેજો અને પત્ર લખવા કહેજો. તેઓ કેમ છે, ઘણા દહાડા થયા તેઓનો પત્ર મળ્યો નથી. કશી ચિન્તા કરતા નહિ.

તમારા લોકોનો મોટોભાઈ

ટૈર

## પત્રાંક ૨૯

**ભાઈ રાધા રે !**

તમારી આવવાની આશામાં ને આશામાં પ્રાણને ઘણોએ સ્થિર કર્યો હતો; હવે મનને વધુ વાર શાન્તિ રહી નથી, સદાએ જાણે એક અસીમ અને અનિર્દિષ્ટ ચિંતા આવી મનને ખેંચી લઈને કોણ જાણે કયાંએ ચાલી જાય છે. હું જાણતો નથી કે પૃથ્વીમાં આ સુસમય હજી કેટલા દહાડા છે. તમે લોકો સ્વચ્છન્દ શરીરે રહી હરિગુણકીર્ત્તન અને હરિનામ કરતા રહો. ભાઇ રે, હું ગમે તે સ્થાનમાં જાઉં પરંતુ તમારા લોકોનો જ છું અને રહીશ, તમારા લોકોને છોડી હું એક તલભાર પણ રહી શકું તેમ નથી. ભાઇ, એક ગુપ્ત વાત સાંભળો; જ્યારે શ્રીપુરુષોત્તમનાં દર્શન કરું છું ત્યારે આટલું બધું કષ્ટદાયક લાગતું નથી; આજ કાલ પ્રાણ અને મન તે સ્થાનને માટે બહુ જ વ્યાકુલ થાય છે, સદાએ તે ગૌર–વિલાસભૂમિ પૂરીની દિશામાં મન મને ખેંચે છે; આ પ્રમાણે મનની અવસ્થા રહેવાથી મારા દ્વારા મારું કશું થશે નહિ. એક પ્રાણની વાત આજે તમને કહું છું; પૂરીની કોઈ પણ ચીજ મને નૂતન જણાતી નથી, કોઇ પણ લોક અપરિચિત લાગતા નથી, સર્વે જાણે અનેક દિવસના જાણપિછાણના હોય એમ લાગતું હતું.

બધાએ રસ્તા, ઘાટો જાણે મારા અનેક દિવસોના જોયા હોય એમ લાગતું હતું. મનની વાત કહેવાથી જ પાગલ થઈ જવાય છે, પરંતુ વધુ વાર હું ગોપન રાખી શક્યો નહિ, આજે કહી દીધું, વધુ વાર મનમાં ને મનમાં રાખી શક્યો નહિ. તમને પૂર્વે જ કહ્યું છે કે એક સ્થાનમાં રહેતા નહિ. કેવલ અહીં તહીં કરી ફર્યા કરવાનો પ્રયત્ન કરજો, નહિ તો શરીર સારું રહેશે નહિ. આહાર પ્રતિ વિશેષ નજર રાખજો, શરીર વિષે બેદરકાર રહેતા નહિ. ભાઈ, તમે લોકો કલકત્તામાં છો, તેથી આ વખત એક વાર કલકત્તા જવાની અત્યન્ત ઇચ્છા થઈ છે. ક્ષીરોદ હાતરસથી કલકત્તા ગયો છે, તેની સાથે મેળાપ કરજો. તે E. I. Ry. ની Cash Checking Office માં છે. હું સાંભળું છું કે હેમ રજા લઈ દેશમાં જવાનો છે. તે પણ અત્રે આવ્યો નહિ, રસ્તાનો વિચાર કરી તેને ભય થયો છે. ભાઈ રે, કલકત્તાના દરજીપાડાની હરિ-સભાના રત્નોને જોઈને પ્રાણમાં બહુ જ અસર થઈ છે, તેઓનાં દર્શન પાછાં શું મળશે ખરાં? મારા નસીબને લઈને રસમય પ્રભુની સાથે મેળાપ થયો નહિ; પાછો થશે ખરો કે, ભાઈ! મારું મન બહુ જ ખરાબ થયું છે, સદાએ જાણે, હતાશ થઈ પડે છે, ક્ષણે ક્ષણે એમ લાગે છે કે ખેલ પૂરો થયો છે. કોણ જાણે શા વાસ્તે આ પ્રમાણે થાય છે. તમે આજે પ્રભુપાદની સાથે મધુર વાર્તાલાપમાં ન જાણે કેટલોએ આનન્દ મેળવો છો. આટલે દૂરથી વિચાર કરતાંએ મારા આનન્દની સીમા

રહેતી નથી. ગમે ત્યાં રહો પણ "હરિ" બોલી સુખમાં રહો. હાટ ઊઠી જવા આવી છે, આ સમયે જે કશાનો અભાવ હોય તો સંગ્રહ કરી લો. કૃષ્ણ-કૃપાથી છોકરાંઓ સારાં જ છે. તમારા પુત્રીને અને તેમનાં છોકરાંઓને મારો પ્રેમ દેજો. દેવેન બાબાને, અમારા લોકોનો પ્રેમ દેજો. તમે પણ શા વાસ્તે પત્ર લખતા નથી? દ્વિજેન કેમ છે, તેનો પત્ર ઘણા દહાડાથી મળ્યો નથી.

તમારો

હર

## પત્રાંક ૩૦

ભાઇ રાધા !

તમારો પત્ર અને મોકલેલું પાર્સલ મળ્યાં છે. ભાઇ રે, શું કહેવું, પ્રત્યેક વસ્તુ સુંદર અવસ્થામાં આવી પહોંચી છે. તે એટલે સુધી કે કોઈ પણ વસ્તુ કોઇને પણ લાગી દબાઇ ગઇ નથી. મારા પ્રિય કૃષ્ણલાલના શુભ સંવાદથી હું કેટલો આનન્દિત થયો છું તે તો તે દયામય કૃષ્ણ જ જાણે. ભાઇ મારા સ્નેહી નન્દબાબાના વેવાઇ મહાશય પોતે પોતાના પૂરીના બંગલામાં રહે છે, આ સમયે વગર અડચણે કૃષ્ણ ત્યાં જઈ આદરમાં રહી શકે છે. આની પૂર્વે મેં પોતે પણ તેમને લખ્યું છે, તેથી તેમણે કેટલોએ આનંદ પ્રકાશ કર્યો હતો. ગમે તેમ હો, પણ જો જરૂર હોય તો આ સમયે જઇ શકો છો; તે ઉપરાંત આપણા વનમાલીબાબુ પણ હાલમાં શ્રીક્ષેત્રમાં બિરાજે છે, બધી રીતે સગવડ થઇ શકશે. ભાઈ, આપણે ગરીબ તેથી તો દયાળુ નિતાઇએ દયા કરી સર્વત્ર જ આપણું સ્થાન કરી રાખ્યું છે. ભાઇ રે, તમે લોકો રાણાઘાટમાં જે કાંઇ આનન્દ કરી આવ્યા તે યાદ આવતાં હું આનન્દમાં અધીર થાઉં છું. ભાઈ, એમ નહિ ધારતા કે હું તમારા લોકો સંગે રહેતો નથી. હું તમારા લોકોની નિકટમાં જ રહું છું અને હતો પણ ખરો.

ભાઈ રે, ઘણા દહાડા પછી તમે મને એક અમૂલ્ય રત્ન મેળવી આપ્યું તેને માટે તમને વધુ શું કહેવું. તમે કૃષ્ણપ્રેમી થઈ કૃષ્ણભકતોના અને ગોસ્વામી પ્રભુના સંગી થઇ સુખી થાઓ. ભાઇ, તમે *ગળે વસ્ત્ર વીંટાળીને પ્રભુપાદને મારા પ્રણામ જણાવી શ્રીચરણમાં નિવેદન કરજો કે હું અને મારી વંશપરંપરા સર્વે જ તેમના અભય ચરણમાં વેચાયલાં છીએ. તેમણે જે આદેશ કર્યો છે તે સાંભળી હું ભય પામ્યો છું. તેઓ દયા કરી મને પોતાના દાસગણમાં ગણના કરે એ જ માત્ર પ્રાર્થના છે. તેમને પૃથક્ પત્ર લખવા સાહસ થયું નહિ પરંતુ તેમને નિવેદન કરજો કે દયા તો કરી છે પરંતુ એક સામટી આખરના સમયે કરે કારણકે એ તો તે લોકોનો સ્વભાવગત ધર્મ છે, આખરના સમય વગર તે લોકોની દયા થયા છતાંએ સમજાતી નથી; હું આજે પરમ કૃતાર્થ થયો છું. ભાઇ, તેઓ તમારા લોકોની બચ્ચાંઓને રમવાની ચીજ "પાગલ હરનાથ" જોઇ આનન્દિત થશે તેમાં આશ્ચર્ય થવાની વાત કશીએ નથી; સૂર્ય પોતાનું તેજ અને પોતાનું રૂપ આપી સકલને જ રૂપમય બનાવી રહે છે, આ જ મોટા લોકોનો સ્વભાવ. નિત્ય અમૃત આસ્વાદન કરનાર ગણને દુનિયાનો (પાર્થિવ) અપદાર્થ પિંડ પણ સમયે સમયે બહુ જ મધુર લાગે છે; આ પણ તે જ જાતની વાત છે. શિષ્યગણ સહિત પ્રભુને અમારાં સ્ત્રી, પુત્ર, કન્યાગણ સહિત પ્રણામ જણાવજો અને દયા કરવા કહેજો. શ્રીચરણના દર્શનની

લાલસા બહુ જ બલવતી થઇ ઉઠી છે, દરિદ્રને શાકનું ખેતર દેખાડવા જેવું થયું છે. ભાઇ રે, પ્રભુચરણમાં નિવેદન કરજો કે તેમના આશીર્વાદ અને પ્રસાદ પામેલા અને અમૃતની ખાણ સ્વરૂપ એવા એ ગ્રન્થો મળ્યાથી મેં પોતાને ધન્ય માન્યો છે, આ વિષે ઉપકાર પ્રદર્શિત કરવા મારી પાસે ભાવ, ભાષા અને શક્તિ નથી, છતાં આટલું માત્ર કહું છું કે જીવોનો ઉદ્ધાર કરવાની શક્તિ તેમની જ છે માટે જ તો તેમનો આ ભાવ છે. હું અત્યન્ત ઘૃણિત જીવાધમ અને પતિત છું અને તેઓ ઉપયુક્ત પતિતપાવન છે. હવે તમારા કલ્યાણ વિષે હું નિર્ભય થયો છું. માટે તેમને કહેજો કે દયા પરવશ થઇ એક વાર શ્રીચરણદર્શન કરાવે.

ભાઈ કૃષ્ણ, તમે આરોગ્ય પ્રાપ્તિ કરી છે સાંભળી બહુ જ આનન્દિત થયો છું. ભાઈ તમે લોકો મારા પ્રાણતુલ્ય છો. તમારે માટે ભાગવતબાબા મારી ઉપર બહુ જ ગુસ્સે થયા છે, તેમને સમજાવીને કહેજો કે મારી શક્તિ નથી, નહિ તો આટલા દિવસ શું તમને કષ્ટમાં રાખી કષ્ટ પામું ખરો? ગમે તેમ હોય ભાઇ, પણ કૃષ્ણનામ લઇને પલકનું જીવન, કૃષ્ણને ભૂલીને લાખ વર્ષો કરતાં પણ ઘણું આદરણીય છે. કૃષ્ણનામ ભૂલતા નહિ, ચિરકાલને માટે દુઃખ ભૂલી જશો અને નિત્યાનન્દ મળશે. કોઇનું પણ જીવન ચિરસ્થાયી નથી, માટે જે જવાનું જ છે તેને માટે અત્યન્ત દુઃખિત થયા વગર ઊલટું જેના થકી પ્રકૃત જીવન પ્રાપ્ત થાય તે જ કરવું

એ શું સારું નથી? તમે કેવળ મારા જ પ્રિય છો તેમ નથી. તમારે માટે તમારાં ભાભી બહુ જ યાતના ભોગવે છે, સમયે સમયે રડે છે પણ ખરાં.

તમારો મોટોભાઈ

હર

*બંગાલમાં આચાર્યોને, મહાત્માઓને તથા પૂજ્યોને પ્રણામ કરવા સમયે, ગળે વસ્ત્ર વીંટાળીને પ્રણામ કરવાની પ્રથા છે.

## પત્રાંક ૩૧

ભાઈ રાધા !

તમારો તાર મળેથી કષ્ટ થયું. શા વાસ્તે આટલા ઉતાવળા થયા? મારે માટે આટલી ચિંતા કરતા નહિ, ભાઈ. આપણે હુકમને તાબે થઈને આવ્યા છીએ. હુકમ મળતાંની સાથે જ જવું પડશે; સર્વે એક જ સ્થાન થકી આવ્યા છીએ અને એક જ સ્થાને પાછા જઈશું; પણ કોઈ બે દહાડા આગળ તો કોઈ બે દહાડા પાછળ, એ જ માત્ર વાત. આને માટે આટલા વ્યસ્ત થવું એ શું સારું છે? તે દિવસે બાબાના પત્રમાં એક પત્ર મોકલાવ્યો છે, નગેનબાબુને પણ લખ્યું છે, આટલા દહાડામાં મળ્યો હશે. તેથી જ તાર કરવાની કશી જરૂર ન જણાયાથી, રસીદ પાછી મોકલાવું છું, આઠ આના વસુલ કરી લેજો. અનર્થક ખરચ કરવાની કશી જરૂર નથી. આ આઠ આનામાં આજના વખતમાં ત્રણ જણાના એક દિનના જીવનની રક્ષા થઈ શકે. આવા ખરાબ સમયમાં વિના કારણે એક પૈસો પણ ખરચ કરવો ઉચિત નથી. જુઓ, પ્રભુની ઇચ્છા; અટલને સામે રાખી પ્રતિદિન એકસોથી વધારે લોકોનું પ્રતિપાલન કરે છે, કોઇ કહી શકે નહિ કે આ ખરચ ક્યાંથી આવે છે અને કોણ આપે છે? ભાઇ રે, કૃષ્ણ બહુ જ દયામય છે.

પાગલ હરનાથ

ભાઈ રાધા, આજ કાલ પૂર્ણાનન્દમય પૂરીક્ષેત્ર વધુ આનન્દમાં ઉન્મત્ત થઈ રહ્યું છે. ગમે તે દિશામાં નયન રાખો, કેવળ આનન્દ જ અને "જય" "જય" શબ્દોથી પૂર્ણ. આ આનન્દમાં તમે મસ્ત છો એનો માત્ર વિચાર કર્યાથી પણ હું આનન્દમાં તણાઈ જાઉં છું. ભાઈ, ત્રણ ધામમાં ત્રણ સ્થાનની અત્યન્ત આવશ્યકતા થઈ છે અને ઇચ્છા પણ જ્યારે અત્યન્ત બલવતી થઇ છે ત્યારે તે વાંછાકલ્પતરૂ નિશ્ચય પૂર્ણ કરશે જ એવી આશા રાખું છું. સ્થાન નિરૂપણ થયે હું પણ નિશ્ચિંત થઇશ એવી ઇચ્છા રાખું છું. જોઇએ તેમની શી ઇચ્છા છે. આજ કાલ પ્રાણ અત્યન્ત વ્યાકુલ રહે છે—હાલમાં પ્રભુની અન્તલીલાનો ઠીક અનુભવ કરૂં છું, ખરેખર સમયે સમયે પ્રાણ "જાય" "જાય" એમ થઇ પડે છે, નજરે જોતાં જોતાંએ સદાએ જાણે "ખોયો ખોયો" એમ લાગે છે. મોટાં તુફાની મોજાંઓ ઊછળે છે, રાખે કે ન રાખે—એક વાર ડૂબાડે છે તો બીજી વાર ઉઠાડે છે. બહુ જ મજા છે અને બહુજ કષ્ટ પણ છે. આનું જ નામ, મને લાગે કે "વિષામૃતનું એકત્ર મિલન." ભાઈ, કષ્ટનો પણ અંત નથી, પ્રાણ પણ જતો નથી, આ એક બહુ જ મજા છે. રથયાત્રા પછી મારાં મા, બાબાની અનુમતિ લઈ કલકત્તા જજો, અને ત્યાંથી ઝુલનના સમયે શ્રીવૃન્દાવન જજો. આ વખતે યોગ્ય સાથી મળે વનભ્રમણ કરજો. કલકત્તા પહોંચી એડેદહના રાય બહાદુર પ્રસન્નકુમાર બન્દોપાધ્યાય મહાશયની સાથે મેળાપ કરજો. તેઓ એક ગૌરગત અને

## અપૂર્વ પત્રાવળી

બહુ જ પ્રેમિક જન છે. તેમની પાસેથી મારો મોટો Photo મળેથી મારાં માને એક નકલ મોકલજો. કલકત્તા આવવા સમયે માને કહેતા આવજો કે અમારા લોકો ઉપર સ્નેહની નજર ચિરદિન રાખે. ભાઇ, આવાં મા, બાબા મેળવી આ વખતે તમને શ્રીક્ષેત્રમાં બહુ જ આનંદ ઉપર આનંદ મળ્યો છે; આ સર્વ કાંઇ તે એક જણનો જ ખેલ છે. ભાઇ રે, મારાં બંને નયનો લઇને એક વાર પ્રાણભરીને જગવ્દલ્લભનાં દર્શન કરી મને કૃતાર્થ કરજો. તમારાં ચક્ષુદ્વારા જ જાણે મને દર્શન થાય, હું તો પાતકી છું, મારે તેવું નસીબ કયાંથી લાવવું ? મારાં માને પણ કહેજો કે તેમના આ સન્તાનનું નામ લઇ એક વાર દર્શન કરે, અને પ્રભુને ક્ષમા કરવા કહે, અને દયા કરી દર્શન આપવા કહે. મઠના મહન્તજીને અમારા લોકોના સર્વેના પ્રણામ નિવેદન કરજો અને કહેજો કે એક ભાઇ ઉપર નજર રાખી બીજાઓને શ્રદ્ધા રહિત ન કરે. છોકરાંઓ સારી પેઠે છે, હું બહુ સારો છું, કશી ચિંતા નહિ. નન્દબાબાની સાથે મેળાપ કરજો. આજ કાલ તમારો પત્ર મળતો નથી શા વાસ્તે ? ભાઈ, કૃષ્ણને મારાં સ્નેહ અને પ્રેમ જણાવજો.

**તમારો મોટો ભાઈ**

હર

## પત્રાંક ૩૨

ભાઈ રાધા !

તમે આનન્દમાં મસ્ત છો, ચિરજીવન આવાજ આનન્દમાં રહો, પરંતુ આ આનન્દનો કંઇક અંશ પત્રદ્વારા તમારા આ ગરીબ અને દુઃખી મોટાભાઇને આપવા ભૂલતા નહિ. બાબાના પત્રમાં એક પૃથક પત્ર મોકલાવ્યો હતો, પરંતુ શા વાસ્તે ઉત્તર આપ્યો નહિ? તમારા પત્રમાં તમારાં સાક્ષાત દર્શન નથી. તેથી કરીને ભલેને ગમે તેટલુંએ કામ હોય, વચ્ચે વચ્ચે વિદેશમાં રહેતા તમારા આ મોટાભાઇને યાદ કરી પત્ર લખવા ભૂલતા નહિ. આજકાલ તમને આનન્દમાં રાત્રિદિવસનું ભાન પણ નથી, ચિરજીવન આ જ પ્રમાણે આનન્દમાં ડૂબ્યા રહો, એ જ મારી પ્રાર્થના છે. સાંભળીને સુખી થશો કે અટલ શ્રીધામ વૃન્દાવનમાં એક કુંજ પ્રાપ્ત કરવાના પ્રયાસમાં છે. હવે રાધારાણીની દયા થતાં જ તે થઇ શકશે અને તેમ થયેથી આનન્દમય વ્રજધામમાં એક આશ્રમ થશે. જ્યારે પ્રભુએ ઇચ્છા કરાવી છે તો જરૂર નિજના આનન્દમય પૂરીક્ષેત્રમાં પણ એક સ્થાન મળી જશે જ, તેઓ જ બંદોબસ્ત કરશે. શ્રીધામ નવદ્વીપમાં પણ કોઈ ને કોઇ દિવસે એક સ્થાન મળશે ને મળશે જ. નન્દબાબા પણ અટલની સાથે આવી શકે છે. મને

લાગે છે કે કાશ્મીર પર્યંત આવશે. તમે પણ આ વખતે શ્રીધામ જજો, આનન્દથી પ્રભુના ઝુલનજાત્રાનાં દર્શન કરજો અને સર્વે ભાઇઓની પાસે રહેજો; ઇચ્છા થાય તો નન્દબાબાની સાથે કાશ્મીર ચાલી આવજો, અને જો કષ્ટ થાય તો આવવાની જરૂર નથી. શ્રીધામ વૃન્દાવનમાં થોડા દહાડા ભજનાનન્દમાં નિર્ગમન કરજો. જો રાધારાણી કુંજ આપે અને તમે વૃન્દાનમાં રહો તો તેમ થયાથી બહુ જ આનન્દની વાત થશે. મારું જીવન તો આમ કરતાં કરતાં ચાલી જશે, મારા નસીબમાં આ સઘળો આનંદ નથી. ભાઇ, જેટલા દિવસ પૂરીક્ષેત્રમાં રહો, તેટલા દિવસ દરરોજ કમમાં કમ એક વાર મારાં મા અને બાબાનાં દર્શન કરી આવજો. મારાં મા કેવા આનન્દમાં છે? તેમને કહેજો કે કોઇ પણ કામને વિષે લાયક નહિ એવા આ તેમના સન્તાનને ભૂલી ન જાય. કમનસીબ છોકરાંઓ જ માનો વધુ આદર મેળવે છે, એ જ હું પણ જોવા પામું. ગંભીરાના મહન્ત મહારાજને મારા પ્રણામ જણાવજો અને તેમની દયાની પ્રાર્થના કરજો. આનન્દથી રથદર્શન કરી, શ્રીધામ વૃન્દાવન જવાનો બંદોબસ્ત કરજો. શ્રીયુક્ત નગેન બાબુને આ પત્ર આપી ક્ષમા ચાહજો અને કહેજો કે આ ગરીબ, એ પૈસા માટે જુદો પત્ર ન લખી અપરાધી છે માટે તેઓ નિજ ગુણે મને ક્ષમા કરે. છોકરાંઓ સારી પેઠે છે.

**તમારો મોટો ભાઈ**

હર

## પત્રાંક ૩૩

**મહાશય ! ( શ્રીયુકત નન્દલાલ પાલ, ચુંચડા )**

આપનો સ્નેહપૂર્ણ પત્ર વાંચી બહુ જ સુખી થયો છું, ખરેખર જ કૃષ્ણભકતગણ આવા જ હોય છે. મારા જેવા કમનસીબ ઉપર આપ લોકોની આવી જ દયા હોય છે; હું આશા રાખું છું કે દયા બતાવવામાં કૃપણતા કરતા નહિ. મહાશય, હું એક અપરાધી છું, માટે જ વ્યાકુલ થઈ આપ લોકોની દયાનો ભિખારી છું, મને વિમુખ કરતા નહિ. મારામાં નથી કૃષ્ણપ્રેમ કે નથી મારે કૃષ્ણનામમાં રૂચિ, મારું હૃદય તો તદ્દન મરુભૂમિ અને ઘોર અન્ધકારમય છે. **અટલ** અને બીજાંઓ મારે વિષે જે જે કહે છે તે સર્વ કેવળ પ્રેમનાં ચક્ષુને અંગે જ, વાસ્તવિક રીતે મારામાં તે સર્વની ગન્ધ પર્યન્ત પણ નથી, આ વાતમાં આપ વિશ્વાસ રાખી મને કૃતાર્થ કરશો. માણસ પથ્થર પૂજી તેમાં ઇશ્વરનું અસ્તિત્વ ( સત્તા ) દર્શન કરે છે તેથી કાંઇ પથ્થરનો કોઇ ગુણ છે એમ કહી શકાય નહિ. પથ્થર તો ચિરદિન પથ્થર જ રહેવાનો. પરંતુ ભકતની નિકટ પ્રભુ છુપા રહી શકતા નથી તેથી પથ્થરમાં પણ પ્રકાશ પામે છે. મારે વિષે **અટલ** અને બીજાંઓનું પણ એ જ પ્રમાણે જાણજો. મારામાં કોઇ ગુણ છે એવો વિશ્વાસ કરી ઠગાતા નહિ.

# અપૂર્વ પત્રાવલી

આપ લોકો મહાપુરુષ અને કૃષ્ણના પરમભક્ત છો, પ્રભુ આપ લોકોને કદી પણ દુઃખ આપશે નહિ. તેમની નિકટ જ્યારે જે પણ ચાહશો તે મળશે જ. ભક્તનું સુકાયલું મુખ તેઓ મુદ્દલ જોઈ શકતા નથી, ભક્તના દુઃખે તેઓ બહુ જ દુઃખિત થાય છે. માટે જ કહું છું કે માના ભવિષ્યનો વિચાર કરી આટલા વ્યાકુલ થવાની કશી જરૂર નથી, નિશ્ચિંત મને તેમનું નામ લેતા રહો અને તેમનાં ગુણગાન કરો, સર્વ કાંઇ ઠીક થઇ જશે. મારાં મા સદા સુખમાં રહેશે, કશી ચિંતા કરતા નહિ. આ કેવળ પ્રભુનો જ એક ખેલ છે એમ ઠીક મનમાં સમજજો અને નિશ્ચિંત રહેજો. આપને કોઇ પણ વાત કહેવાની મારી શક્તિ પણ નથી અને તેને શોભા પણ મળે નહિ. આપ તો મારી તુલનામાં સૂર્ય છો અને હું તો અતિ દિન છું, આ જાણી મારી ઉપર દયાની નજર રાખજો અને મને આપનો એક આશ્રિત ગણી સ્મરણમાં રાખજો અને દયા કરજો. જ્યારે દયા કરી છે તો વચ્ચે વચ્ચે મારી ખબર લેતા રહેજો. આ પૃથ્વીને અને પૃથ્વીની વસ્તુને પૃથ્વી સમજી પ્રેમ કરજો અને પ્રાણના પ્રાણ કૃષ્ણને નિજ પ્રિયજન જાણી પ્રેમ કરજો; વધુ શું નિવેદન કરું?

**આપનો આશ્રિત**

હર

### પત્રાંક ૩૪

**પ્રિયતમ ! (નન્દબાબા),**

આપનો પત્ર મળ્યો; કાણાને કાણો કહીએ તો તે ગુસ્સે થાય, ગાંડાને ગાંડો કહીએ તો તે ગુસ્સે થાય, કારણ કે તેઓ ખરેખર જ તેવા છે; તે જ પ્રમાણે મહાશયગણ "મહાશય" સાંભળીને લજ્જિત થાય છે, પરંતુ ખરી રીતે જેઓ મહાશય હોતા નથી તેઓને "મહાશય" ન કહેવાથી છેડાઈ પડે છે. આ છેવટના દલમાં હું આવી જાઉં છું. આપ ખરેખર જ મહાશય છો, માટે જ તો આપે આટલા લજ્જિત થઈ લખ્યું છે. મારું મન પણ માનતું નથી અને વળી આપનો બોલ પણ તોડી શકતો નથી તેથી આજે આ નૂતન ભાવમાં દેખાવ આપ્યો છે, કશું મનમાં લાવતા નહિ. મારા જેવા મૂર્ખનો પત્ર મળ્યાથી આપ લોકો આનન્દિત થયા છો એ જ આપ લોકોનું મહાશયત્વ પ્રમાણ કરે છે. આપ લોકો જગતનાં મા, બાપ થઈ આનન્દમાં કૃષ્ણનામ કરતા રહો, કોઇ પણ કષ્ટ નિકટમાં આવશે નહિ. કૃષ્ણનામ કદાચ પણ ભૂલતા નહિ. જે અહીં તહીં પૂર્ણાનન્દમાં રહેવા ચાહે છે, તેણે મધુર કૃષ્ણનામને જીવનનું જીવન કરવાનો યત્ન કરવો જોઇએ. કૃષ્ણનામ ભૂલી વિષ્ણુનું વિષ્ણુત્વ પણ પ્રાર્થનીય થઇ શકે નહિ.

કૃષ્ણ કરતાં કૃષ્ણનું નામ વળી વધારે મધુર છે તે વિષે કાંઇ પણ સંદેહ છેજ નહિ. જગજ્જનનીને અમારી વાત પણ કહેજો અને વિશેષમાં કહેજો કે અમે જગત બહાર નથી, અમારી ઉપર સ્નેહની અને દયાની નજર હંમેશાં રાખે. શું કદી દર્શનપ્રાપ્તિની આશા રાખું ખરો? તે દિન ક્યારે આવશે તે મને કહી દો, મન દર્શનપ્રાપ્તિ માટે અત્યન્ત અસ્થિર થયું છે, હું જાણતો નથી કે કેટલે દહાડે આપનાં દર્શન અને સ્પર્શ કરી આનન્દિત અને પવિત્ર થઇશ.

આ જગતની કાંઈ પણ ભીષણતા જોઇને અધીર થઈ પડતા નહિ; ભય પામી છોકરાંઓ જે પ્રમાણે માના ખોળામાં આશ્રય લે છે તે જ પ્રમાણે આપણને પણ કૃષ્ણનામનો આશ્રય કરવો સંપૂર્ણ રીતે ઉચિત છે, એ વિષે કદી પણ ભૂલ ન થાય. શિશુ જેમ માતાને વળગી રહે છે તેમ આપણે પણ કૃષ્ણનામને વળગી રહીએ; સુખમાં કિંવા દુઃખમાં તેમના જ મુખપ્રતિ તાકીને જોવા શીખીએ. એક નામ જ સકલ દુઃખ દૂર કરી આપણને પૂર્ણાનન્દમાં રાખશે. નામ કદી પણ ભૂલતા નહિ. અમારા જેવા અભાગા ઉપર દયા અને સ્નેહની નજર રાખવા ભૂલતા નહિ. આપ લોકો જ ખરેખર ગરીબનાં મા, બાપ છો અને ચિરદિન રહેજો.

મને આપ લોકોનો આશ્રિત ગણજો, બીજા કોઇ જાતના ભ્રમમાં પડતા નહિ. મારી ગતિ મુક્તિ સર્વ જ આપ લોકો છો, માટે જ આ પ્રમાણે આપ લોકોનાં

પાગલ હરનાથ

મુખ તાકીને રહ્યો છું. સર્વેને કાંઇ પણ કામનો નહિ એવો મારો પ્રેમ નિવેદન કરજો. કૃષ્ણકૃપાથી છોકરાંઓ અત્રે જ છે અને સારી પેઠે છે, ચિન્તિત થતા નહિ. વચ્ચે વચ્ચે મને યાદ કરજો.

આપ લોકોનો આશ્રિત

હર

### પત્રાંક ૩૫

કૃષ્ણપ્રેમી ! ( નન્દબાબા )

આપના સ્નેહપૂર્ણ પત્રે બહુ જ આનંદ આપ્યો, વિશેષતઃ એક આશામાં તો પ્રાણને વધુ શીતલ કર્યો, અને તે આપ લોકોના સહવાસના સુખની સંભાવના. આ વાત શું સત્ય છે કે સ્વપ્ન માફક ઊડી જશે ? કૃષ્ણ આપણા બંનેની આશા પૂર્ણ કરે એ જ માત્ર પ્રાર્થના. જો કૃષ્ણઇચ્છા હોય અને આ શરીર તેટલા દહાડા રહે તો ચૈત્ર માસ પર્યંત અમે જમ્મુમાં જ રહીશું. ત્યાર પછી વળી પાછું કર્મસૂત્રના આકર્ષણથી કાશ્મીર જવાનું થશે. ત્યારે જો સગવડભર્યું લાગે તો આપ પણ આવીને શ્રીઅમરનાથ મહાતીર્થનાં દર્શન કરી આવી શકશો. હું જાણતો નથી કે કેટલોએ આનંદ થશે.

ગયે વર્ષે માઘ માસમાં રાધામતિના શુભ વિવાહના કારણે કરી દેશમાં જઇ જુદા જુદા સ્થાનોમાં ભ્રમણ કરી આવ્યો છું. હુગલી, કલકત્તા, નવદ્વીપ, પૂરી, શાન્તિપુર ઇત્યાદિ સ્થાનોમાં જે કેટલોએ આનંદ મેળવી આવ્યો છું તેનો વિચાર આવ્યાથી હજુ પણ આનંદથી પૂર્ણ થાઉં છું. તે શુભક્ષણ જીવનમાં વળી પાછી કદી પણ આવશે ખરી ? અમારા જેવા ગરીબને પક્ષે તો આ સકલ આશા અસંભવ છે; "ફાટેલી ચીંથરેહાલ કન્થામાં

સૂતું અને લખો રૂપિયાનાં સ્વપ્ન જોવાં" જેવું છે. કૃષ્ણની ઇચ્છા કૃષ્ણ જ જાણે છે. તે સમયે જો આપની સાથે મેળાપ થાત તો હું જાણતો નથી કે આનન્દ ઉપર હજુએ કેટલોએ આનન્દ થાત. સર્વ કાંઇ કૃષ્ણની ઇચ્છા ઉપર આધાર રાખે છે. હું તો એક પ્રભુના રાજ્યનો જીવંત પ્લેગરૂપ છું. તેથી જ મને લાગે છે કે પ્રેમના બંગાલ પ્રાન્તને છોડાવી મને આ પૂર્ણ લાગણી વગરના દેશમાં આબદ્ધ રાખ્યો છે, તે એવા ભયથી કે રખે મારી હવા લાગી જવાથી આપ લોકો જેવા કૃષ્ણપ્રેમીઓનું કાંઇ અનિષ્ટ થાય. હું આવી જાતના વ્યવહારને ઉપયુક્ત જ છું. મારા જેવા ઘોર પાખંડી માટે તો આવી જાતની જ સજા ઉચિત છે. પ્રભુ પાસે તો બધો જ સૂક્ષ્મ વિચાર હોય છે, માટે હું પણ વગર બોલ્યે આનન્દ મનથી સહન કરું છું. આટલી સખત સજા મળ્યા છતાંએ હજુએ ચૈતન્ય (જ્ઞાન) આવ્યું નહિ એ જ મોટા દુઃખની વાત છે. હું મારી પોતાની અવસ્થા જાણીને જ આપ લોકોની કૃપાનો ભિખારી થયો છું, દયાની નજર રાખવામા કૃપણતા કરતા નહિ. આપ લોકો જ મારાં આશા, ભરોસો અને મુખ્ય સાધન છો એ જાણીને મારી ઉપર દયા કરવા ભુલતા નહિ. આપનું અનુકરણ કરી અમારાં લક્ષ્મીરૂપિણી મા આ અધમ સન્તાન ઉપર સ્નેહની નજર રાખે, તેઓ દયા કર્યેથી કૃષ્ણ નિશ્ચયં કૃપા કરશે. કારણ કે કૃષ્ણ આપવા માટે તેઓ જ અધિકારી છે. તેઓની ઇચ્છા વિરૂદ્ધ કૃષ્ણની પોતાની ઇચ્છા હોવા

છતાંએ દયા કરી શકતા નથી. પ્રત્યેક યુગમાં કૃષ્ણ તેઓને વશ હોય છે; આના સંબંધમાં આપને વધુ વાત કહેવાની હોય નહિ, આપ તો સમસ્ત જાણો છો. તેથી જ વ્યાકુલ પ્રાણે તેઓનો આશ્રય લીધો છે; તેઓ દયામયી છે એ જ મોટો ભરોસો છે. ભાઇબહેનોને અમારાં સ્નેહ અને પ્રેમ દેજો, તેઓ તેઓના આ ગરીબ મોટાભાઈને ભૂલી ન જાય. રાઈમતિ, મને લાગે છે કે, અત્રે આવી શકે તેમ છે પણ હું જાણતો નથી કે તેનાં મા, બાપની શી ઇચ્છા છે. તેઓ પણ આવશે એમ લખ્યું છે. એક વાર બધાને જોવાની ઇચ્છા થઇ છે. આ ઇચ્છા પૂર્ણ થશે કે નહિ તે તો કૃષ્ણ જ જાણે. કૃષ્ણકૃપાથી છોકરાંઓ સારી પેઠે છે. તેઓ તો આપ લોકોનાં જ છે એ ધ્યાનમાં રાખજો.

આપ લોકોનો સ્નેહી

હર

## પત્રાંક ૩૬

પરમ સ્નેહી બાબા! ( નન્દબાબા )

આજ આપનો પત્ર વાંચી બહુ જ વ્યાકુલ અને દુઃખિત થયો છું. બાબા, આપને સમજાવવાની મારી શક્તિ નથી, છતાંએ કહું છું કે આ સર્વ સામાન્ય સામાન્ય અશાન્તિને એકત્રિત કર્યાથી ક્રમે કરી એક પહાડ જેવો બોજો થઇ પડશે. બાબા, વહાલી બહેન માનીને માટે આ અનર્થક અશાન્તિ ઊભી કરવાની કશી જરૂર હું જોતો નથી. જ્યારે દાન કર્યું છે ત્યારે આશીર્વાદ કરો કે તે નિજ ગૃહે પરમ આનન્દે, ધને અને પુત્રે, લક્ષ્મી લાભ કરે. આપણને નિકટ રહીને જોવા ન મળે તેમાં હાનિ જેવું કાંઇ નથી, દૂરથી જોઇને જ આનન્દિત થઇશું. બાબા, આપણી માની દૂર દેશમાં રહે અથવા તો દશબાર ડગલાં દૂર રહે, તેને માટે આટલા વ્યાકુલ શા વાસ્તે થાઓ છો? નીલેન જો તેને મોકલવા ન માગતો હોય તો લાવવાનો તેટલો પ્રયાસ પણ કરતા નહિ. આવા દહાડા કાંઈ ચિરદિન રહેવાના નથી. વળી પાછા તેઓ પોતાની મેળે જ મોકલાવી દેશે, તેને માટે કશી ચિંતા કરતા નહિ. આ સર્વ વાત મારાં માને સારી લાગશે નહિ એ ખરૂં, પરંતુ તેથી કરીને શા વાસ્તે આપના મતને મળતાં થતાં નથી તે હું સમજી શકતો

નથી. બાબા, હવે તો માનીને તેના પોતાના ગૃહમાં સુખી જોઇ આપ લોકો નિશ્ચિંત થાઓ: અને તમારા પોતાના માથા ઉપરનો સઘળો બોજો ઉતારી નાખી નિશ્ચિંત મને પ્રભુનું નામ લેતા રહો. હવે પછી તો વૃન્દાવનવાસ કરવો જ ઉચિત છે અને તેનો જ બંદોબસ્ત કરો. એક સામાન્ય કુટિર લઇ મારાં મા, બાપ પોતાના આ પાગલ છોકરાને લઈ પરમાનન્દમાં આનન્દમય કૃષ્ણભજન કરી ચિરદિનને માટે તે ક્રીડા પ્રિય કૃષ્ણના નિત્ય ખેલામાં યોગ આપે. બાબા, એક એક દિવસ કરી આજ લગભગ ૬૦ વર્ષ પ્રભુએ સંસાર સુખનો ભોગ ભોગવવા આપ્યો; હવે તો નિજના સંસારને ભૂલી જઇ પ્રભુના સંસારમાં છેવટનું જીવન ગાળી શકવાથી જ આનન્દિત થઇ શકાય છે. બાબા, જીવન પર્યન્ત અમારો સર્વ બોજો માથે લઇને તો રહ્યા, હજુએ શું થાકી ગયા નથી? હવે એક વાર નિજનો બોજો પ્રભુના ચરણે સમર્પી નિશ્ચિંત થઇ મજા જુઓ. પ્રભુના પરિવારમાં સામેલ થયેથી જ ખાવા, પહેરવાનો ભાર પ્રભુની ઉપર પડશે, તે સમયે બહુ જ આનન્દિત થશો. બાબા, આપ તો મહાપુરુષ છો; આ સામાન્ય સામાન્ય વાતમાં વિચલિત થતા નહિ એ જ મારી ઇચ્છા અને પ્રાર્થના છે. માને પણ મારા જેવા પાગલ છોકરાના આ ગાંડા બકવાદ વિષે સારી પેઠે સમજાવીને કહેજો અને જણાવજો કે મેં પણ મારી રાઇમતિને એક જણને સોંપી દીધી છે, કૃષ્ણદાસને પણ વળી બીજા

એક જણને આપી દીધો છે અને નિશ્ચિંત થયો છું. પુત્રકન્યાના સુખનો વિચાર કરવો એ મા, બાપનું કર્ત્તવ્ય છે; તેઓ ગમે ત્યાં રહે, સુખમાં રહેથી જ મા, બાપને આનન્દિત થવું ઉચિત છે. મારાં સ્નેહી મા, માનીને માટે એક વાર પણ ચિન્તા ન કરે; આપણી માની આનન્દમાં જ રહેશે, તેઓ આ વિષે કોઈ પણ જાતની બીજી ચિન્તા ન કરે. શરીર અશક્ત થયું છે સાંભળી અત્યન્ત કષ્ટ થાય છે. બાબા, હવે તો એક એક દિવસ, યૌવનના એક એક વર્ષ અને બાલ્યકાલના એક એક યુગ જેવો સમજવો એ જ ઉચિત છે. શરીર જ સાધનનું મૂલ છે: આવા અમૂલ્ય રત્નનો બેદરકારીમાં ત્યાગ કરવાની ઇચ્છા રાખવા જેવી દુઃખની વાત બીજી તે શી થઇ શકે ? આના કરતાં હવે શરીરનું વધારે જતન કરવું ઉચિત છે. વરસાદના જળથી જે જે સ્થાનો ભાંગી ગયાં છે તેની જતનથી મરામત કરી વળી પાછાં પહેલાંના જેવાં કરો, સારાં ફળો ફળશે એમાં સંદેહ નહિ. બાબા, યૌવનના પ્રબલ વાવાઝોડામાં અને સમયે સમયે થતી કરાની વૃષ્ટિથી સકલ બંધનો શિથિલ, અને અંકુરિત બીજો પણ અત્યન્ત નિસ્તેજ, થઇ પડ્યાં છે. હવે તો બંને બાજુએ જોવાનો ઉપયુક્ત સમય આવી પહોંચ્યો છે; આ સમયે એ બધી વૃથા ચિન્તા હવે કરશો નહિ. બાબા, આ સમયે ચિન્તા કરવી એ ખરેખર જ વૃથા છે; જ્યારે કોઇને પણ અન્નવસ્ત્રનું કષ્ટ નથી ત્યારે હવે આ ચિન્તા શા વાસ્તે ? હવે સર્વ કાંઈ છોડી દઈ

નોકરીની માફક સંસારમાંથી પણ ધીરે ધીરે કરી અવકાશ લો. વ્રજમંડળમાં હોય કે ભલે શ્રીક્ષેત્રમાં હોય પણ એક સામાન્ય સ્થાનને માટે પ્રયત્ન કરી નિશ્ચિંત થાઓ. આપણા ઉપકારને વાસ્તે પ્રભુ ગૌરાંગે પોતાનાં માને રડાવીને, પ્રાણના પ્રાણ વિષ્ણુપ્રિયાને રડાવીને, અને પ્રાણ કરતાં પણ પ્રિયતમ ભક્તવૃન્દને રડાવીને શું સંન્યાસ લીધો નહોતો? પ્રાણપ્રિયતમ કૃષ્ણે ગોવર્ધન ધારણ કર્યો તે સમયે જે પ્રમાણે અપરાપર વ્રજબાલકોએ સાહાય્ય કરવાની ઇચ્છાથી પોતપોતાની છડીઓ પર્વતના તલમાં લગાડી તે પ્રમાણે આપણે પણ સામાન્ય સામાન્ય સંન્યાસ (ત્યાગ) કરી ગૌરને આનન્દિત કરવા એ શું ઉચિત નથી? બાબા, સૂર્ય ડૂબું ડૂબું થઇ રહ્યો છે, હવે પાછળ ફરી જોવાનો સમય નથી, ઊર્ધ્વશ્વાસે દોડવું જ ઉચિત છે. કારણ કે વેળાસર વિશ્રામસ્થળે પહોંચી શકીએ, નહિ તો પથમાં અનેક પ્રકારનાં કષ્ટ થવાનો જ સંભવ છે. બાબા, પાગલની માફક વાતો કરી નાખી માફ કરજો. આપ તો મહાપુરુષ છો, આપને કોઇ પણ વાત કહેવાની મારી શકિત નથી જાણતાં છતાંએ રહી શકયો નહિ. બાબા, આજ કાલ મારી અવસ્થાનો વિચાર કરવા જતાં રામચન્દ્ર નિકટ વિભીષણની પ્રતિજ્ઞાની વાત યાદ આવે છે. બહુપરિવારી થવું તે ખરેખર જ પાપનો ફળભોગ છે. પ્રભુ મને તે સુખ જ આસ્વાદન કરાવે છે; રોજ રોજ જુદાં જુદાં સ્થાનોએથી અનેક પ્રકારનાં કાર્યોની વાતો સાંભળી વ્યાકુલ થઇ જાઉં છું. હું જાણતો નથી

કે દયામય પ્રભુ કેટલે દિવસે મને નિશ્ચિંત કરશે. ગમે તેમ હોય પણ બાબા, મારી ઉપર દયા રાખજો. **શ્યામ** બાબાને મારી વાત કહેજો અને તેમનું કામ સત્વર સુંદર રીતે ઉકેલી નાખી મને આનન્દિત કરજો. **અનુ**, ગોકુલ સારું લખી શકતા નથી, છતાંએ હસ્તાક્ષરો મોકલવા માટે પ્રયત્ન કરીશ, પછી તો કૃષ્ણના હાથની વાત. ગોકુલ **અનુ** કરતાં સારું લખે છે. **અનુ**, ગોકુલ, કૃષ્ણદાસ સારી પેઠે છે. તેઓની ઇચ્છા છે કે સત્વર જ આપ લોકોનાં દર્શન અને સંગ મળે. ગોપુ બાબા સારી પેઠે છે સાંભળી આનન્દિત થયો છું. મારાં ભાઇઓને તથા બહેનોને મારાં સ્નેહ અને પ્રેમ જણાવજો, તેઓ સર્વે કેમ છે તે લખજો. ભાઇ અભયને મારો પ્રેમ આપજો. તેઓ આવત તો આ સમયે બહુ જ સારું થાત. જમ્મુ પર્યંત આવવા માટે સોબતીની જરૂર નથી. તેમને બહુ દુઃખ થયું છે. તેમને કહેજો કે સમય આવતાં મેળાપ થશે જ, જેથી આ વિષે ચિન્તિત ન થાય.

**આપનો સ્નેહી**

હર

## પત્રાંક ૩૭

**મહાશય ! (શ્રીયુક્ત હરેન્દ્રનાથ સેન,** વકીલ, વર્ધમાન)

આપનો કૃપાપત્ર વાંચી આનન્દિત થયો, પરંતુ મારી પોતાની અપદાર્થતા વિચારી દુઃખિત થયો છું. મારા જેવો ઘૃણિત અને બદ્ધ જીવાધમ કોઇ પણ જગાએ મળશે નહિ. ઠગવાનો મારો સ્વભાવ છે અને તેમાં હું બહુ જ દક્ષ છું. નિજ સ્વાર્થસાધનને માટે જુદાં જુદાં રૂપ ધરી લોકોને ઠગતો ફરું છું. આપ લોકો તો મહા બુદ્ધિમાન અને વિદ્વાન હોવા છતાંએ શા વાસ્તે મારા જેવા મહામૂર્ખના ફંદામાં પડો છો તે હું કહી શકતો નથી. મહાશય, આજકાલ ધર્મજગત ઘોર અંધકારમાં ડૂબે છે, તેથી કરીને સામાન્ય માત્ર કૃત્રિમ પ્રકાશ પણ જોઇને મહામહારથીઓ તેને સત્ય પ્રકાશ સમજી શાન્તિના લોભે કરીને જ તેના પ્રતિ દોડી છૂટે છે અને પાછળથી ઠગાઇને દ્વિગુણ દુઃખ અને અંધકારમાં પડે છે. હે પ્રભુ! આવા ભીષણ સમયમાં રહેવું બહુ જ કષ્ટકર અને ભયાવહ છે. મહાશય, અમે તો અન્ધકારના જીવ એટલે અમને તેટલું કષ્ટ થાય નહિ, ઊલટું પ્રકાશમાં દુઃખ થાય, કારણ કે ત્યારે અમારો ખરો ગુણ પ્રકાશમાં આવે છે અને સર્વે જાણી શકે છે. વ્યાધ–પક્ષી પકડનાર સ્વચ્છ જગામાં આનન્દ મેળવી શકતો નથી, જ્યાં

કચરાપૂંજાનો ઉકરડો હોય તે સ્થાન જ તેના આનન્દનું સ્થાન હોય છે કારણ કે ત્યાં તેની પાથરેલી જાળને લુબ્ધ પક્ષી જોઇ શકતું નથી. આ કારણથી જ Shakespeare, Macbeth માં લખી ગયા છે કે "Foul is fair and fair is foul." આ વાત મારા સંબંધમાં ઠીક લાગુ પડે છે એમ જાણજો. માટે મારી વિનીત પ્રાર્થના છે કે ઠગાવા માટે મારા જેવા વ્યાઘ્રની પાસે આવવાની ઇચ્છા કરતા નહિ. આપ લોકો તો મહામાનનીય છો, નિજ માન ઓછું કરવા માટે આ અત્યન્ત દરિદ્ર અને ઘૃણિત જીવની પાસે આવતા નહિ. હું સામાન્ય ઉદરાન્નને માટે કાઢી મેલાઇ આ દૂર દેશમાં વાસ કરું છું, હું લેશભાર પણ આપનો પરિચિત થવાને પાત્ર નથી. આપના જેવો ધંધો કરનાર માન્યવર **શ્રીયુકત અનુકુલચન્દ્ર ચટ્ટોપાધ્યાય** મહાશય મારે વિષે કંઇક કંઇક જાણે છે; તેમને પૂછ્યાથી જરૂર આપને ઘણો લાભ થશે, કારણ કે તેમ કર્યાથી વખતસર પાછા ફરી અને નિજ માર્ગે આવી શકાશે, વૃથા સમય નષ્ટ થશે નહિ, અને નિરાશ થવાને લીધે ભયાનક કષ્ટ મળવાનું થશે નહિ. "Hope deferred maketh the heart sick." આશા રાખી નિરાશ થવા જેવું કષ્ટ બીજું કોઇએ નથી. માટે કહું છું કે મહાશય, મહાબુદ્ધિમાન થઇ આ પ્રમાણે સહજ ભ્રમમાં પડતા નહિ; સામાન્ય cross examine કર્યાથી જ મને મારા ખરા સ્વરૂપમાં જોવાનો મળશે. આપ મહાશયો તો વકીલ માણસો છો,

માટે દયા કરી મારો most deplorable case પ્રભુ નિકટ conduct કરવાને ભૂલતા નહિ, એ જ માત્ર પ્રાર્થના છે. મેં પૂર્વે જ નિવેદન કર્યું છે કે હું અત્યન્ત દરિદ્ર છું માટે મારા તરફથી કોઇ પણ જાતના બદલાની આશા રાખ્યા વગર મારો case take up કરો.

આપના પુત્રની અવસ્થા જાણી મર્માન્તિક યાતના થઇ, પરંતુ શું કરું ? બિચારા બચ્ચાના દુ:ખનું નિવારણ કરનાર એક માત્ર દુ:ખવારણ હરિ છે. મારી જો કોઇ શક્તિ હોત તો તેને કાર્યમાં લાવવાનો આવો સુયોગ તે વળી ક્યાંથી મેળવત ? મને મારી પોતાની અપદાર્થતાની યાદ આવતાં મારા પોતા ઉપર મારી પોતાની જ ઘૃણા આવે છે, સમયે સમયે નરકયાતના પણ ભોગ કરું છું. પરંતુ કરવું શું ? આ જગતમાં જે આવ્યા છે તે પોતપોતાનાં કર્મો લઇને આવ્યા છે, કોઇ કોઇને પણ કોઇ પણ પ્રકારના દોષ આપી શકે નહિ. આ પૃથ્વી place of examination છે. જેઓ પાસ થાય છે તેઓ આપ લોકો માફક સન્માન પામી જગતના ભૂષણરૂપ થાય છે, અને જેઓ નાપાસ થાય છે તેઓની દશા મારા જ જેવી થાય છે, અન્નને માટે લલચાઇ કૂતરાની માફક લોકોને દ્વારે દ્વારે ફરવું પડે છે. આપ લોકો અન્નદાતા છો અને અમે આપલોકોની દયાના ભિખારી છીએ; આ જ આપનામાં અને મારામાં પાર્થક્ય છે. મહાશય મને છોડી દો. છતાંએ આપના પુત્રને માટે ખરા સાધુ Babu Atal Behari Nandy,

Head Booking Clerk, Hathras Junction ની સાથે પત્રદ્વારા આલાપ કરજો, મને લાગે છે કે મનની ઇચ્છા પૂર્ણ થઇ શકશે. તેઓ એક જણ કૃષ્ણના પરમ પ્રિયપાત્ર છે, તેમની ઇચ્છા થયે આપની અનેક આશા પૂર્ણ થઇ શકશે. મને નકામો જાણી માફ કરજો. મહાશય, જ્યાં મનુષ્ય હારે છે ત્યાં nature સાહાય્ય કરે તો કરી શકે તેમ છે અને where nature fails, Krishnaji can help માટે મારૂં નિવેદન એ છે કે જેટલું દુઃખ હોય તે સર્વ પ્રભુ નિકટ જણાવો, કૃતાર્થ થશો, કશુંએ દુઃખ રહેશે નહિ. મહાશય, પ્રેમમય નિતાઇના પ્રેમનું રાજ્ય બંગાલ છે, માટે જ્યારે નિત્યાનન્દના રાજ્યમાં વાસ કરો છો ત્યારે અન્યની સાહાય્ય લેવાની ઇચ્છા કરવી તે માત્ર ઠગાવા બરોબર છે. નિત્યાનન્દ રહેતાં, દુઃખ કરવાનું કશું કારણ નથી; દયાળુ નિતાઇનું શરણ લો, કૃતાર્થ થશો અને બધી રીતે આનન્દમાં રહેશો. આ પૃથ્વીનાં ધન રત્નો સર્વ કાંઇ ક્ષણિકને માટે છે, ચિરસ્થાયી સુખના પરિવર્તનમાં ચિરદુઃખ જ લાવી આપે છે; માટે જેઓ બે દિવસના સુખને માટે ચિરસુખને જલાંજલિ આપે છે તેઓના જેવા ભ્રાન્ત તે બીજા કોણ હોઇ શકે? પુત્રની વાત નિતાઇને જણાવો, અવશ્ય તેઓ સાંભળશે, સંદેહ કરશો નહિ.

મહાશય, પાગલની માફક કેટલીએ અસંગત અને અર્થ વિનાની વાતો કહી નાખી, મને પાગલ જાણી

ક્ષમા કરજો. આપ લોકો દયાની નજર રાખજો. એ જ માત્ર પ્રાર્થના છે. કૃષ્ણ આપલોકોની દિનદિન ઉન્નતિ કરો એ જ મારી ઇચ્છા છે. મને ક્ષમા કરજો.

આપ લોકોનો આશ્રિત

હર

## પત્રાંક ૩૮

**માન્યવર ! ( શ્રીહરેન્દ્ર બાબુ )**

આપનો પત્ર અને ત્યાર પછી એક કાર્ડ મળ્યાં છે. દેશમાંથી બે પ્રિયજનો શ્રીઅમરનાથનાં દર્શને આવ્યા છે; તેઓને લઇને બહુ જ આનન્દમાં હતો; આ કારણને લઇને સર્વ કામકાજ ઘણુંખરું ગોટાળામાં પડી ગયું છે અને તે જ કારણને અંગે પત્રનો ઉત્તર વખતસર આપી શકયો નહિ; મારો અપરાધ ક્ષમા કરજો.

આ વખતે પોસ્ટ કાર્ડમાં જે એક નૂતન વાત જાણવાની ઇચ્છા કરી છે તે સંબંધમાં મને પૂછવા કરતાં જો આપ પોતે જ વિચાર કરત તો ખરો ઉત્તર મળત. જો અધિક ધન મેળવવાની ઈચ્છા અને પ્રયોજન ન હોય અને સામાન્યમાં સંતુષ્ટ રહી શાન્તિ મેળવવાની અતિશય વાસના હોય તો નોકરી કરવી સારી છે; નહિ તો જે કરો છો તે જ સારું છે. હજી પણ જો કોઇ જગા ખાલી હોય તો એક વાર પ્રયત્ન કરી જોઇ શકો છો. ઉચ્ચાભિલાષા અથવા ઉચ્ચાશા ન હોય તો નોકરી કરવી જ સારી છે. તેમાં ઘણો સમય પોતાને આધીન રહે છે. પણ ધનની તૃષ્ણા જો બલવતી હોય તો પછી જુદી વાત છે. બધી વાતો મનની સાથે સંબંધ રાખે છે, મનની શકિત અનુસાર વિષયોના ક્ષેત્રમાં ઇન્દ્રિયોની ગતિ

હોય છે. ધનની લાલસા દ્વારા જીવ ન કરી શકે એવું કોઇ પણ કર્મ નથી; જેટલી જેની ધનની તૃષ્ણા ઓછી તે તેટલો જ પ્રભુની નિકટ હોય છે. આ સંસારમાં બાંધી રાખનારી એક મજબુતમાં મજબુત સાંકળ તે "ધન" (અર્થ) છે. આ બન્ધન તોડવું બહુ જ કષ્ટકર છે— અસંભવ નથી.

મહાશય, દૂર થકી કાશ્મીર વિષે જે ધારો છો તેનાથી તદ્દન વિપરીત અમે લોકો સમજીએ છીએ. બાલ્યકાલમાં ભૂગોળમાં "કાશ્મીર" એટલે "ભૂસ્વર્ગ" એમ સાંભળીને જ આપણે આપણું માથું બગાડયું છે; તેથી તો આજકાલ અનેક લોકો લોભમાં પડી અત્રે આવે છે અને ધન અને શરીરનો નાશ કરી ચાલી જાય છે. મહાશય, આ જગતનું સુખ એક માત્ર ધન ઉપર જ આધાર રાખે છે. જેની પાસે ધન છે તે સાહરાના રણની ભિતરમાં પણ હિમાલયનો સુશીતલ પવન અનુભવ કરે છે. જેની પાસે ધન નથી તે હિમાલયના ગર્ભમાં પણ અગ્નિમાં બળે છે. તેથી જ મારું કહેવું એ છે કે જે દિન ખૂબ ધન થાય, અને તેને ગૃહમાં રાખવાનું સ્થાન ન હોય, તે દિન કાશ્મીર આવવાનો પ્રયત્ન કરજો. આપ લોકો કૃષ્ણનાં નિજજન છો, તેથી મને ભરોસો છે કે કૃષ્ણ આપ લોકોની ઇચ્છા અવશ્ય પૂર્ણ કરશે જ. મનુષ્ય જે ધન ખરચ કરી કાશ્મીર આવે છે તેનાથી ભારતના સમસ્ત તીર્થોનાં દર્શન થઇ શકે; હવે વિચાર કરી જુઓ કે કયું સારૂં અને યુક્તિસંગત છે.

## પાગલ હરનાથ

કૃષ્ણે આપ લોકોને સુખમાં રાખ્યા છે અને ચિરદિન રાખો એ જ પ્રાર્થના.

આપ લોકોનો આશ્રિત

હર

## પત્રાંક ૩૯

( શ્રીયુક્ત પૂર્ણચન્દ્ર વન્ધોપાધ્યાય, રીટાયર્ડ
સબ જજ, દરભંગા )—

પ્રણામાનન્તર નિવેદન—

બાબા, આપનો પત્ર વાંચતાં વાંચતાં આંખોમાં પાણી આવ્યાં. બાબા, આપ લોકોનાં સ્નેહ અને પ્રેમની વાત યાદ આવતાં આ દૂર દેશમાં વધુ વાર રહેવાની ઇચ્છા થતી નથી, સદાએ મનમાં એમ થાય છે કે મા, બાપની પાસે રહી બની શકે તેટલી તેઓની સેવા કરૂં અને જીવનના બાકીના થોડાક દિવસો આનન્દમાં કાઢું. હું જાણતો નથી કે તે ઇચ્છામયની શી ઇચ્છા છે, કેટલા દિવસે એકવાર મને મારાં મા, બાપની પાસે લઇ જશે. બાબા, હું આપ લોકોનો અત્યન્ત અપાત્ર સન્તાન છું; આપને કોઈ પણ કામમાં આવવાની મારી શક્તિ નથી. સમયે સમયે એવું તો કષ્ટ થાય છે કે ખાતાં સૂતાં સુખ મળતું નથી; હું જાણતો નથી કે શા વાસ્તે હું આ ભવમાં આવ્યો છું. પૃથ્વીને કેવળ ભારરૂપ થઇ પડવા સિવાય બીજું કોઇ પણ કાર્ય હોય એમ લાગતું નથી; મા, બાપને કષ્ટ આપવા અને બીજા સર્વને દુઃખ દેવા માટે જ મારૂં આવવાનું થયું છે.

આ ઝુલનના સમયે આપે એક વાર શ્રીધામ

વૃન્દાવનનાં દર્શન કરવાની ઇચ્છા કરી છે તે બહુ જ સારું થયું છે; આ સમયે પ્રભુનો ફૂલનો શણગાર જોઇને પાષાણ પણ ગળી જાય, આવું મધુર દૃશ્ય પાછું કદી પણ થતું નથી. આપની સાથે પંચાનન બાબા પણ તૈયાર થયા છે તેથી બહુ જ આનન્દ થશે. જવા અગાઉ અટલને પત્ર લખ્યાથી બીજી કોઇ પણ જાતની અડચણ અનુભવ કરવી પડશે નહિ, વૃંદાવનમાં રહેવા કારવવાનો બંદોબસ્ત સર્વ ઠીક થશે અને આનન્દમાં દર્શન કરી આવી શકશો. બાબા, જ્યારે પ્રાણ જ વિહવળ થયો છે ત્યારે તો પછી આપને કશા થકીએ અડચણ આવી શકે તેમ નથી. આ સંસારનો કોઇ પણ આનન્દ જીવને ચિરદિન એકભાવે બાંધી રાખી શકતો નથી. આ જ પૃથ્વીનું અસ્થાયિત્વ પ્રમાણ કરે છે. એક વાર સ્થાયી આનન્દ ઉપર નજર પડ્યા પછી ક્ષણિક સુખ કદી પણ, આકર્ષણ કર્યાં છતાંએ, બાંધી રાખી શકતું નથી. આપ લોકો ભાગ્યવાન છો, માટે જ તો કૃષ્ણ આપ લોકોના સહાય થઈ હાથ ધરી ખેંચે છે. બાબા, આપ લોકોનો આનંદ આ હતભાગાને પણ ઉન્મત્ત કરી મૂકે છે; હવે મારી પ્રાર્થના એ જ કે આપ લોકો મારો હાથ હવે છોડી દેતા નહિ, જ્યારે ધર્યો છે તો દોરી લઇ જજો. મારાં સ્નેહમયી માને અમારા પ્રણામ જણાવજો; તેમનો સ્નેહ જન્મોજન્મ મને મળે, તે ખોઇ બેસી હું કદી પણ વિપદમાં ન પડું. માને કહેજો કે આ તેમનો હતભાગો પુત્ર તેમના કોઇ પણ કામનો ન નિવડ્યો.

બાબા, આપને બીજી બધી વાત લખવાની હોય નહિ, આપ માણસનું મુખ જોઇ મનનો ભાવ જાણી શકો છો એટલા માટે વારંવાર એક ને એક વાત લખી આપને વધુ કંટાળો આપવાની ઇચ્છા નથી. આપના જીવનની ઉન્નતિ જોઇને કૃષ્ણ બહુ જ આનન્દિત થયા છે, તેઓ આપની પ્રત્યાશામાં અગ્રસર થઇ ઊભા રહેલા છે; નિશ્ચિંત મને જેમ ચાલતા રહ્યા છો તેમ ચાલતા રહો, અમારે માટે વૃથા ચિંતા કરતા નહિ. અમોને અમારું કાર્ય કરવા અને ઉપયુક્ત ભોગ કરવા દો. આપ હવે કોઇ પણ દિશામાં જોયા વગર માને લઈ નિશ્ચિંત થવાનો ઉપાય યોજો.

મારાં મા તો આનન્દમયી છે; તેમની સર્વે ઇચ્છાઓ પૂર્ણ થાય છે, થઈ છે અને થશે; મા વૃથા ચિન્તા ન કરે. તેમને એક જ માત્ર સન્તાન છે એમ નથી, તેઓ જગતનાં મા છે, સર્વેની ઉપર નજર રાખવી એ તેમનું કર્ત્તવ્ય છે. મારા ભાઇને મારો પ્રેમ આપજો. અત્રે સર્વ કાંઇ મંગલ છે, ચિન્તિત થતા નહિ. પંચાનન બાબુને મારી વાત કહેજો અને દયા રાખવા પણ કહેજો.

આપનો સ્નેહી

હર

### પત્રાંક ૪૦

### પ્રણામાનન્તર નિવેદન—(શ્રીયુકત પૂર્ણબાબુ)

બાબા, આ વખતના પત્રે મને બહુ જ વ્યાકુલ કરી મૂકયો. એક બાજુએ પ્રાણબન્ધુનું મધુર આહ્વાન અને બીજી બાજુએ મા, બાપ અને બન્ધુબાન્ધવોનાં સ્નેહ અને પ્રેમ; હું હાલમાં આ બંનેના મધ્યસ્થાનમાં રહીને ભયાનક જંત્રણા ભોગવું છું. બાબા, પ્રાણબન્ધુની નિકટમાંથી ઘણા દિવસો થયાં આવ્યો છું, હવે તેમને છોડીને રહેવાની ઇચ્છા થતી નથી. તેથી જ તો આટલું બધું "જાઉં, જાઉં" થઇ રહ્યું છે. તે ઉપરાંત અહીંનો ખેલ પણ મને લાગે છે કે ખલાસ થયો છે; મન અને પ્રાણ હવે કશામાંએ લાગતાં નથી, સદાએ તે જ એક ચિન્તામાં દિનરાત કાઢું છું. આજ લગભગ એક માસ થયાં પથ ખોળતો હતો; આપનો પત્ર મળ્યાથી વળી પાછી થોડાક દહાડા માટે પાછા વળવાની ઇચ્છા થાય છે. મનમાં એમ થાય છે કે બાબાની વાતો જો પત્રમાં આટલી મધુર છે તો કોણ જાણે સાક્ષાત્ થયે કેટલો બધો અપાર આનંદ મળશે; તેથી જ આપના દર્શનની લાલસા પ્રબળ થઇ મને જોરથી આ બાજુએ ખેંચે છે. બાબા, હું તો તરંગનો તૃણ છું, જે દિશામાં વધુ ખેંચાણ થાય છે તે દિશામાં જ જાઉં છું. આમાં પછી દુઃખ તે વળી

મારે શા માટે કરવું અને સુખ પણ વળી શાને? આમાં સુખ તો તે તરંગનું છે જે નચાવે છે અને જે જુએ છે તેને પણ સુખ છે. ગમે તેમ હો, બાબા, પણ આ આપનો સ્નેહ જન્મોજન્મ મેળવવા પામું. ખરેખર બાબા, મારા ભાઇએ આપના ખરેખરા મિત્રનું કામ કર્યું છે. આપ આપનું કર્ત્તવ્ય ભૂલી ગયા હતા. માર્ગ ખોઈ બેસી વિપથે ચાલતા હતા, દિવસ પણ ઘણોખરો ખલાસ થયો થયો થઈ રહ્યો હતો, આવે સમયે જે ખરો માર્ગ દેખાડી મહાન ઉપકાર કરે છે તે જો ખરેખરો મિત્ર ન હોય તો પછી મિત્ર કહેવો કોને? બાબા, આ જાતની ખેલાશાળા તો સૃષ્ટિના આદિથી જ લડયા કરો છો અને ભાંગ્યા કરો છો; ક્યાં છે? ઇચ્છા તો હજીએ તૃપ્ત થઈ નથી! આજે જે ખેલાશાળાને સજાવી (શણગારી) બહુ જ આનંદથી જોયા કરો છો અને આત્મહારા થઇ જાઓ છો તેને પણ વળી પાછી ભાંગી તો દેશો જ અને પૂર્વની ખેલાશાળાઓની માફક તેને પણ વળી પાછા ભૂલી જશો! માટે કહું છું કે બાબા, આ વખતના ખેલાશાળાના ખેલથી તેમણે સત્ય ગૃહ–કર્મનું સ્મરણ કરાવી આપ્યું છે અને નિજ કર્ત્તવ્ય જણાવી આપ્યું છે; હજી પણ ઘણો સમય છે, એટલા માટે જ મારૂં નિવેદન એ છે કે પૂર્ણાનન્દે તે રસમય પ્રાણવલ્લભનો પ્રેમ મેળવવા માટે પ્રયત્ન કરવો એજ સર્વતોભાવે કર્ત્તવ્ય છે. તેમની સાથે ખેલ્યાથી, પછી આ સકલ મિથ્યા ખેલથી આકર્ષણ કરી શકાશે નહિ. સર્વેને પોતપોતાનો

ખેલ ખેલવા દેજો, આપ પોતે આપનો ખેલ ખેલ્યા જાઓ; આ જગતમાં સર્વ કાંઇ, એક રીતે જોતાં, મિથ્યા છે; પાગલની જે કિંમત છે, જે પાગલ નથી તેની પણ તે જ કિંમત છે; ઊલટો પાગલ તો સારા માણસ કરતાં વધારે કિંમતે વેચાય છે, કારણ કે તેને ઘણાં કામો ઓછાં કરવાનાં હોય છે અને તેને વિષે જોખમદારી પણ હોતી નથી. માટે કહું છું કે પાગલ, મને લાગે છે કે, સારા માણસ કરતાં વધારે દામી (કિંમતી) હોય છે. આ માટે જ જેઓ આ પૃથ્વીને ભૂલી સ્વામી પ્રતિ વધુ આગળ વધે છે તેઓનું જ એક પ્રેમાળ–વહાલનું–(સોહાગનું) નામ હોય છે "પાગલ". સ્વામી પોતાની સ્ત્રીને જેટલીએ જાતનાં પ્રેમાળ–વહાલનાં–નામો ભલે આપી શકે છે પણ "પાગલી" નામ જ સર્વમાં પ્રધાન સ્થાન અધિકાર કરે છે, કારણ કે આનન્દમાં ભાનભૂલા થયા પછી આ વહાલનું નામ આપોઆપ જ મુખમાંથી બહાર નીકળી પડે છે. ગમે તેમ હો, પણ બાબા, આ જગતના કોઈ પણ કાર્ય વિષે બહુ ચિન્તિત થતા નહિ; અહીંનું સર્વ કાંઈ નિયમને આધીન હોય છે, તે નિયમને બદલી નાખવાની શક્તિ અહીંના કોઇ પણ જણની નથી. બાબા, જે ન્યાયાધીશ છે તે જો અકસ્માત્ (અજાણતાં) કોઈના પણ પ્રતિ ખરાબ ભાષા ઉચ્ચારે તો પાછળથી બનવાજોગ છે કે તેને માટે તે અત્યન્ત પશ્ચાતાપ કરે, પરંતુ તે જ ન્યાયાધીશ જો કોઇને વળી ફાંસીનો હુકમ આપે તો પાછો ખુશી પણ થાય છે, આમ શા વાસ્તે કહો વારું?

કારણ, ફાંસી કાયદામાં (નિયમમાં) આવી જાય છે; તેથી કરીને દોષીને જો ફાંસીની શિક્ષા ન કરે તો ન્યાયાધીશ ઊલટો દુઃખિત જ થાય. માટે કહું છું કે બાબા, આ જગતનું જે કાંઇ પણ જુઓ તે સર્વ નિયમથી બંધાયલું છે, કશાને પણ વાસ્તે બહુ દુઃખિત થતા નહિ. જેઓએ કાયદો કદી પણ જોયો નથી તેઓ પણ ફાંસીનો અથવા તો જેલનો હુકમ સાંભળી અથવા તો ફાંસી પરથી ઝુલતી લાસ અથવા કેદીને જોઇને તરત જ તેઓને મનમાં એમ થાય છે કે જેવું કર્યું હતું તેવું જ તેનું ફળ મળ્યું છે; તેથી કરીને તેને માટે કાંઇ બહુ દુઃખ કરતું નથી. વળી કોઇને ફાંસીએ ચડતું જોઇને લોકો દુઃખ કરે એ વાત તો બાજુએ રહી પણ ઊલટું ખેલ અને મજા જોવા જાય છે. માટે કહુ છું કે બાબા, આ પૃથ્વીનાં સર્વે કોઇ પોતપોતાનાં કર્મો કરવા આવ્યા છે; બધા કેદીઓને કાંઇ એક જ કર્મ હોતું નથી, પૃથક્ પૃથક્ કર્મમાં પૃથક્ પૃથક્ લોક નિયુક્ત હોય છે, કોઈ એક કેદી બીજાનું કષ્ટકર કર્મ જોઈ જો ભૂલમાં તેને સાહાય્ય કરવા જાય તો તેમ થયાથી તેનું પોતાનું કર્મ પણ થાય નહિ અને બીજાનું કર્મ કરવાની તેની શક્તિ પણ હોય નહિ, ઊલટું તેમ કરવા માટે તેને તિરસ્કૃત થવું પડે છે. નિજ કર્મ પ્રાપ્ત થયું છે તો તે કર્યા જાઓ, જોશો કે સર્વ કાંઈ મંગલમય અને આનન્દપૂર્ણ છે. બાબા, નાને મોઢે મોટી વાતો સાંભળી દુઃખ કરતા નહિ, મને પાગલ ગણી હસજો. મા ને તેમના આ મહાપાગલ

પાગલ હરનાથ

સન્તાનના પ્રણામ જણાવી કહેજો, કે જેનાં મા, બાપ પાગલ, તેમનો છોકરો નિશ્ચય જ પાગલ થાય, તેને માટે હવે આટલી ચિન્તા શા વાસ્તે? કૃષ્ણનામ લેતા રહો, કૃષ્ણ-ઇચ્છા ઉપર સર્વ કાંઈ છોડી દો. બાબા, કદી શું દર્શન દેશો ખરા? આજે મન બહુ પાગલ થયું છે, તેથી આવી અયોગ્ય જગાએથી જ આપના શ્રીચરણમાંથી વિદાય લીધી.

આપનો પાગલ પુત્ર

હર

"પાગલ હરનાથ

અર્થાત્

શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી"ના

તૃતીય ખંડના પ્રથમ વિભાગમાંના

## પત્રોની સૂચી

## પત્રોની સૂચી (ચાલુ)

# વિજ્ઞપ્તિ

શ્રીઠાકુર શ્રીહરનાથજી મહારાજની અને એઓશ્રીથી અભિન્ન એવાં એમનાં દયાસ્વરૂપા ધર્મપત્ની શ્રીકુસુમકુમારી દેવીની માત્ર કૃપાથી જ, મુંબઈની ધી હરનાથ સોસાયટી, શ્રીઠાકુરજીના તથા શ્રીમાતુશ્રીના પરમ ભકત શ્રીપ્રાગજી જમનાદાસ ડોસાના અથાગ અને અકથનીય પરિશ્રમ દ્વારા એઓ ભાઈના સ્વરચિત શ્રીઠાકુરજી તથા શ્રીમાતુશ્રી સંબંધી ભાવપરિપૂર્ણ બે ગુજરાતી અને બે હિંદુસ્તાની ગાયનો, કોલંબિયા ગ્રામોફોન કંપની, લિમિટેડની બે રેકર્ડોની ઉતરાવી, આ બે રેકર્ડો જનસમાજ સમક્ષ સાદર કરવા ભાગ્યશાળી થઈ છે.

આ ગાયનો શ્રીપ્રાગજીભાઈની મધુર શૈલીમાં લખાયલાં હોઈને, શ્રીઠાકુરજી તથા શ્રીમાતુશ્રી પ્રતિનાં પ્રેમ અને ભાવથી પરિપૂર્ણ હોવા ઉપરાંત અતિશય હૃદયસ્પર્શી પણ છે.

આ ગાયનોની રેકર્ડો સાંભળવાથી જ આ બીનાની ખાતરી થશે.

આ ચાર ગાયનોમાંથી બે ગુજરાતી ગાયનો કુમારી જયશ્રી થાણાવાળાએ ગાયેલાં છે અને બાકીનાં બે હિંદુસ્તાની ગાયનોમાંથી એક તો શ્રીપ્રાગજીભાઈએ સ્વત: ગાયેલું છે અને બાકીનું બીજું ગાયન શ્રીપ્રાગજી-ભાઈએ અને કુમારી જયશ્રીએ સાથે ગાયેલું છે.

શ્રીપ્રાગજીભાઈના આ સ્તુત્ય કાર્ય માટે અમો એઓ ભાઈના ચિરઋણી છીએ, તેજ પ્રમાણે આ કાર્યમાં

કુમારી જયશ્રીએ પરિશ્રમ લઈને જે સહયોગ આપ્યો છે તેને માટે અમો કુમારી જયશ્રીનો અત્રે આભાર માનીએ છીએ.

અમારી ખાતરી છે કે સંગીતપ્રિય જનસમાજ આ બંને રેકર્ડોને વધાવી લેશે અને અમે આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં પણ શ્રીપ્રાગજીભાઈ પોતાનાં સ્વરચિત અન્ય ગાયનો રેકર્ડોદ્વારા સંગીતપ્રિય જનસમાજને આપી તેઓના આનંદમાં વૃદ્ધિ કરશે.

ઉપરોક્ત ગાયનોની રેકર્ડોના નંબરો તથા પ્રથમ પંક્તિઓ અમે નીચે આપીએ છીએ અને સંગીતપ્રિય તથા ભક્તિપ્રિય જનસમાજને આ બંને રેકર્ડો, કોલંબિયા ગ્રાફોફોન કંપનીના નજીકના એજન્ટ પાસેથી અથવા તો ગ્રામોફોન રેકર્ડોના નજીકના કોઈ પણ વ્યાપારી પાસેથી વેચાતી લેવા અને તેમ કરી પોતાના તેમ જ પોતાના કુટુંબીજનોના તથા મિત્રમંડળના આનંદમાં વૃદ્ધિ કરવાની તક લેવા અમારો ખાસ આગ્રહ છે.

## ગુજરાતી રેકર્ડ

| | | |
|---|---|---|
| G. E. 3953 | મેં જીવન જ્યોત જગાવી<br>મનવા જાગો નીંદ ભરી | કુમારી જયશ્રી |

## હિંદુસ્તાની રેકર્ડ

| | | |
|---|---|---|
| G. E. 3954. | જય જય શ્રીકુસુમહરનાથા રે . . | શ્રી પ્રાગજીભાઈ અને કુમારી જયશ્રી |
| | એક ધ્યાન લગી હરનાથ પ્રતિ. | શ્રી પ્રાગજી-ભાઈ |

## "ધી હરનાથ સોસાયટી"ના થોડાક મુખ્ય આશયો:—

(૧) શ્રીઠાકુર શ્રીહરનાથજીના વિશ્વપ્રેમના સિદ્ધાંતનો જનસમાજમાં પ્રચાર કરવો.

(૨) સદાવ્રત, આશ્રમ, *દવાખાનું, ગૌરક્ષા સંસ્થા, વગેરે અન્ય ધાર્મિક તથા સાર્વજનિક સંસ્થાઓ સ્થાપવી.

(૩) દુષ્કાળ, રેલ, ભૂકંપ, રોગચાળા તથા આકસ્માતિક આવી પડેલા દુઃખના પ્રસંગે સહાય આપવી, અને

(૪) ઉપલા આશયો ફળીભૂત કરવા માટે યોગ્ય પગલાં લેવાં.

### *"ધી હરનાથ સોસાયટી" તરફથી ચલાવવામાં આવતી સંસ્થા:—

**"શ્રીકુસુમહરનાથ બે-આના ડિસ્પેન્સરી"**

"પિતળે બિલ્ડિંગ", સી. પી. ટેન્ક,
વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઇ.

## શ્રીજગમોહન કલ્યાણદાસના

### અનુવાદ–ગ્રન્થો :—

૧. આ ગ્રન્થ

૨. "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ."

૩. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", **પ્રથમ ખંડ.**

૪. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની અપૂર્વ પત્રાવલી", **દ્વિતીય ખંડ.**

જીવનના કોઇ પણ પ્રસંગે હૃદયમાં અપૂર્વ શાન્તિનો સંચાર કરી હૃદયવ્યથા શમાવતાં અને માર્ગદર્શક સમાં થઇ પડતાં શ્રીઠાકુર શ્રીહરનાથજી મહારાજનાં નીચેનાં પુસ્તકો અવશ્ય વાંચો અને અન્ય સૌ કોઇને વંચાવો:—

ગુજરાતી

१. પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાજીની
અપૂર્વ પત્રાવલી", દ્વિતીય ખંડ ... રૂ. १-८-०

२. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથજીની
અપૂર્વ પત્રાવલી", પ્રથમ ખંડ ... રૂ. १-०-०

3. "શ્રીઠાકુર હરનાથના પત્રો, પોતાનાં
પત્ની શ્રીકુસુમકુમારી દેવી પ્રતિ" ... રૂ. ०-१२-०

४. "શ્રીહરનાથ વચનામૃત ' ... ... રૂ. ०-३-०

५. "ભક્તિ રસાયન" (શ્રીમધુસૂદન
સરસ્વતીકૃત) ... રૂ. १-४-०

English

1. "Letters of Pagal Haranath"
(Parts 1 and 2 combined) ... Re. 1-0-0

2. "Upadeshamrita" ... ... Re. 1-0-0

3. "Teachings and Sayings
of Haranath' ... ... Rs. 1-4-0

4. "Shree Haranath
Lilamritam" ... ... Rs. 1-8-0

5. "Shree Haranath
Tattwa" ... ... Rs. 1-4-0

6. "Shree Gauranga
Lilamritam ... ... Re 1-0-0

## मराठी

१. "श्रीहरनाथ ठाकुर", खंड १ ... ... रु. ०-१२-०

२. "श्रीहरनाथ ठाकुर", खंड २ ... ... रु. ०-१२-०

## બંગાળી

૧. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી" (ખંડ ૧-૨ સાથે) ... રૂ. ૧-૦-૦

૨. "પાગલ હરનાથ અર્થાત શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી" (ખંડ ૩) ... રૂ. ૧-૦-૦

૩. "પાગલ હરનાથ અર્થાત્ શ્રીહરનાથ ઠાકુરની અપૂર્વ પત્રાવલી" (ખંડ ૪) ... રૂ. ૧-૦-૦

૪. "ઉપદેશામૃત" ... .. ... રૂ. ૧-૦-૦

૫. "શ્રીહરનાથ ચરિતામૃત"... ... રૂ. ૧-૦-૦

૬. "શ્રીહરનાથ ગીતા" ... ... રૂ. ૧-૦-૦

૭. "આમાર દેવતા" ... ... ... રૂ. ૦-૮-૦

## ઉડીયા

૧. "ઉપદેશામૃત" ... ... ... રૂ. ૧-૦-૦

પ્રાપ્તિસ્થાન :—

**"ધી હરનાથ સોસાયટી"**

"કૃષ્ણ કુંજ," રીજ રોડ, મલબાર હીલ,

મુંબઇ.

## ધી હરનાથ સોસાયટીનાં વિનામૂલ્યનાં પ્રકાશનો.

### ગુજરાતી

૧. શ્રીઠાકુર શ્રીહરનાથજી (સંક્ષિપ્ત પરિચય)

૨. શ્રીહરનાથ જન્મોત્સવ (રેડિયો–કથન)

૩. "પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપ" (રેડિયો–વાંચન)

૪. "શ્રીહરનાથજી મહારાજનો અપ્રસિદ્ધ પત્ર" (રેડિયો–વાંચન)

૫. પાગલ હરનાથ—સોનામુખાના સંત (રેડિયો–કથન)

### English

6. Krishna Prem and Pagal Haranath (A Radio Talk)

### मराठी

७. "श्रीहरनाथ ठाकुर यांचे अपूर्व पत्र" (रेडियो–वांचन)

### ગુજરાતી

૮. જગજ્જનની શ્રીકુસુમકુમારી દેવી (સંક્ષિપ્ત પરિચય), જેમાં સમાયેલાં છે :–

(૧) શ્રીઠાકુરાણી શ્રીકુસુમકુમારી દેવી (આલેખન)

(૨) દયાળુ મા !– હૃદયોદ્‌ગાર (પ્રવચન)

(૩) જગત્તારિણી શ્રીકુસુમકુમારી દેવી (રેડિયો–કથન

૯. ગોપીપ્રેમ અને શ્રીકુસુમહરનાથ (રેડિયો–કથન)

૧૦. શ્રીપાગલ હરનાથ–એક નારી હૃદયના ઉદ્‌ગારો (રેડિયો–કથન)

૧૧. પ્રેમ–ભક્તિ અને શ્રીહરનાથજી (રેડિયો–કથન)

